# ક્રાંતિગુરૂ પંડિત શ્યામજી કૃષ્ણવર્મા



## સંક્ષિપ્ત જીવન ચરિત્ર



લેખક
હેમંતકુમાર ગજાનન પાધ્યા

# ક્રાંતિગુરુ

# પંડિત શ્યામજી કૃષ્ણવર્મા

## સંક્ષિપ્ત જીવન ચરિત્ર

- લેખક -

હેમંતકુમાર ગજાનન પાધ્યા (સ્વસ્તિકાનંદ)



"પંડિત શ્યામજી કૃષ્ણવર્મા એ એક એવી વ્યક્તિ છે કે જેને માટે ઈંગ્લંડ અને ભારત બન્ને ગૌરવ લઈ શકે છે કારણ કે તેઓ બન્ને નાગરિકતાઓનાં ઘણાં શ્રેષ્ઠ ગુણોને જોડતાં દ્રષ્ટીમાન થાય છે."

– મિ. રોબર્ટ નીધામ કસ્ટ,

બ્રિટનનાં મહાન ભાષાશાસ્ત્રી

પ્રકાશક

ઉષા પ્રકાશન (યુ.કે.)

સંપર્ક – hindukrantivir@aol.com

પ્રાપ્તિસ્થાન - www.pothi.com

પ્રથમ આવૃત્તિ

વિ.સં. ૨૦૭૨ * ઈ.સ. ૨૦૧૫

મુલ્ય : ૨૨૦ રૂપિયા



ટાઈપસેટીંગ અને મુખપૃષ્ઠ

સ્વસ્તિક ક્રીયેશન




હિંદુ સ્વાતંત્ર્યવીર સ્મૃતિ સંસ્થાનમ (યુ.કે.)

Website : http://e-voice.org.uk/hinduswatantryavir/pandit-shyamaji-s-biography/

E-mail address : hindukrantivir@aol.com

# પ્રસ્તાવના

ભારતને સ્વતંત્ર કરાવવા માટે અહિંસાત્મક આંદોલન અને ગાંધીજીને જ સંપૂર્ણ શ્રેય અને માન આપવાનાં ભારતીય સ્વતંત્રતાનાં ઈતિહાસનાં રાજનીતિથી પ્રભાવિત અને પ્રેરીત મોટાંભાગનાં ઈતિહાસકારોની આ એક મહામોટી અક્ષમ્ય ભૂલ છે. ભારતને બ્રિટીશ સામ્રાજ્યની પરતંત્રતા અને દમનમાંથી મૂક્ત કરાવવાનાં અભિયાનમાં સશસ્ત્રક્રાંતિનાં હિંસાત્મક આંદોલનની મુખ્ય ભૂમિકાએ ભજવેલ અગત્યનો ભાગ વધુ નહિ તો પણ સરખે સરખો ભાગીદાર છે. ભારતની સ્વતંત્રતા પ્રાપ્તિનાં મહાઅભિયાનમાં લાખ્ખો નામી અને અનામી ભારતીય વીરો અને વીરાંગનાઓએ પોતાનાં પ્રાણની આહૂતિ અર્પણ કરી હતી. ભારતની સ્વતંત્રતા એ અહિંસાત્મક આંદોલન અને હિંસાત્મક લોહિયાળ ક્રાંતિનાં યોગદાનનાં સમન્વયનું મહાફળ છે આથી યશની કલગી ફક્ત અહિંસાત્મક આંદોલનવાદી ગાંધીજી અને તેમનાં ગણ્યાં ગાંઠ્યાં એક બે નેતાઓને જ માથે પહેરાવવી એ અયોગ્ય, અવાસ્તવિક અને ભેદભાવી છે. ભારતની સ્વતંત્રતા બાદ સુભાષચન્દ્ર બોઝ, રાસબિહારી, અરવિંદ ઘોષ, ભગતસિંઘ, સરદાર પટેલ, લોકમાન્ય તિળક, બાઘા જતિન મુખર્જી જેવાં તેમજ અનેક બંગાળી અને અન્ય પ્રાંતનાં ક્રાંતિકારી નેતાઓ તેમજ પરદેશમાં રહી ક્રાંતિકારી ચળવળ ચલાવનારાં ઈન્ડિયન હોમરૂલ સોસાયટીનાં નેતા પંડિત શ્યામજી કૃષ્ણવર્મા અને તેનાં સાથીદારો તેમજ ગદ્દર ચળવળનાં પંજાબી નેતાઓની અવગણના અને ઉપેક્ષા કરી સમતુલ્ય બહુમાન ન આપવાનું અને તેમનાં નામ અને કાર્યોને ભારતની સ્વતંત્રતાનાં ઈતિહાસમાં યોગ્ય સ્થાન ન આપવાનું રાજકીય શડયંત્ર ખેલવામાં આવ્યું છે. સાત દાયકાથી ચાલતાં આ શડયંત્રની જાળને તોડી અન્ય સ્વાતંત્ર્યવીરોને સન્માન, મોભ્ભો અને ભારતનાં ઈતિહાસમાં તેમને સુયોગ્ય સ્થાન અપાવાનો સમય હવે પરિપક્વ થઈ ગયો છે.

ઓગણીશમી સદીમાં ભારતની સ્વતંત્રતાની માંગણીનો મહાનાદ ગુંજાવનાર અને જનજાગૃતિ**ને** ભડકાવનાર સર્વપ્રથમ ગુજરાતી ભારતીય **મોહનદાસ કરમચંદ ગાંધી** નહિં પરંતુ પંડિત શ્યામજી કૃષ્ણવર્મા હતાં. ભારતને બ્રિટીશ સામ્રાજ્યની પરતંત્રતામાંથી મુક્ત કરી સંપુર્ણ સ્વતંત્રતા અપાવવાના અભિયાનમાં ગાંધીજીનું યોગદાન પણ ગણના પાત્ર છે

પરંતુ એ વાત જાણીને ઘણાંને આશ્ચર્ય થશે કે પંડીત શ્યામજી કૃષ્ણવર્માનું યોગદાન ગાંધીજીનાં યોગદાન કરતાં અત્યંત અધિક અને વિશેષ મહત્વપુર્ણ હતું કારણકે પંડિત શ્યામજીએ ગાંધીજી કરતાં ૨૦ વર્ષ પહેલાં ભારતને સ્વતંત્ર કરવાની ચળવળ બ્રિટીશ શત્રુઓનાં ઘર આંગણે એમનાં સામ્રાજ્યની રાજધાની લંડનમાં શરુ કરી હતી. વિશેષમાં ગાંધીજી ભારતીય સ્વતંત્રતાની ચળવળમાં પ્રવેશ કર્યો તેનાં ૧૫ વર્ષ પહેલાં પંડીત શ્યામજીએ અંગ્રેજોને ભારતમાંથી હાંકીકાઢવા અહિંસા, અસહકાર, અસહયોગ અને બહિષ્કારના શસ્ત્રનો ઉપયોગ કરવાનો સર્વ પ્રથમ બોધપાઠ પંડિત શ્યામજી કૃષ્ણવર્મા એ આપ્યો હતો જેને ગાંધીજીએ કાળાંતરે ૨૫ વર્ષ પછી અસહકાર આંદોલનનું નવું નામ આપી ચળવળ ચલાવી હતી. આરીતે જોતાં ગાંધીજી તો પંડીત શ્યામજી અને એની આ વિચારધાનાં અનુગામી હતાં જ્યારે પંડીત શ્યામજી તો ભારતની સ્વતંત્રતાનાં સંગ્રામમાં ગુજરાતનાં સર્વ પ્રથમ લડવૈયા અને મહાપુરુષ હતાં.

ક્રાંતિવીર પંડિત શ્યામજી કૃષ્ણવર્માનું નામ એમનાંજ અનુજ અને અનુગામી મહાત્મા ગાંધીજી જેટલું પ્રસિદ્ધ કે પ્રખ્યાત ન હોવાં છતાં પંડિત શ્યામજી કૃષ્ણવર્માએ આપણી માતૃભૂમિ ભારતને સ્વતંત્ર કરાવવાં કરેલ અથાગ પ્રયત્નો તેમજ તેમણે અર્પણ કરેલ તન મન અને ધનનું બલીદાન ગાંધીજીકે અન્ય સ્વાતંત્ર્ય સેનાનીઓ કરતાં લેશ માત્ર પણ ઓછું નથી. આ વાતનો અહેસાસ દરેક ભારતીયને હોવો જોઈએ એ આશયથી ભારત દેશની આવી મહાન વિભૂતિનાં જીવન અને કાર્યને સામાન્ય લોકોમાં પ્રચલીત કરવાનાં આશયથી આ સંક્ષિપ્ત જીવન ચરિત્ર ગુજરાતી ભાષામાં પ્રકાશીત કરતાં આનંદ સહ ગૌરવ અનુભવીયે છીએ. ભારતની સ્વતંત્રાતાનાં ઈતિહાસમાં ભુલાયેલાં મહાન ક્રાંતિકારી પંડિત શ્યામજી કૃષ્ણવર્માની સ્મતિને જ્વલંત રાખવાનાં અમારાં અભિયાનનાં યોગદાન સ્વરૂપ તેમનાં જીવન ચરિત્ર પર પ્રકાશિત કરવામાં આવેલ અમારી આ પુસ્તિકાને ગૌરવવંતી ગુજરાતની પ્રજા, ઇતિહાસકારો, વિદ્યાર્થીઓ આવકારશે એવી અપેક્ષા.

**-પ્રકાશક**

# લેખકનું નિવેદન

ભારતની સ્વતંત્રતાનો ઈતિહાસને તટસ્થ અને પક્ષપાત રહીત સત્ય સ્વરુપમાં લખવામાં આવ્યો હોત તો એમાં પંડિત શ્યામજી કૃષ્ણવર્માજીનું શુભનામ સુવર્ણ અક્ષરોમાં પ્રથમ પંક્તિમાં અંકિત થયું હોત. પરંતુ દુર્ભાગ્યે સ્વતંત્રતા પર્યંત સત્તાધારીપક્ષનાં અન્ય સ્વાતંત્ર્ય સેનાનીઓ પ્રત્યેનાં રાજનૈતિક દુરાગ્રહ, પક્ષપાત, અવગણનાં અને ઉપેક્ષાનાં સ્વાર્થી શડયંત્રને કારણે અન્ય સશસ્ત્ર ક્રાંતિકારી રાજનેતાઓની જેમ પંડિત શ્યામજી કૃષ્ણવર્માજીનું નામ પણ ભારતનાં જનસમાજમાં પ્રચલીતતા પામી શક્યું ન હતું અને તેમનાં અસ્થિઓને જીનિવાનાં સ્મશાનગૃહની તિજોરીમાં ૭૩ વર્ષ સુધી પોતાની માતૃભૂમિ ભારત આવવાં તપસ્યા કરવી પડી હતી. પંડિત શ્યામજી કૃષ્ણવર્માનાં અસ્થિઓને સાત દાયકા પછી ભારત લાવવાનાં અભિયાનમાં મહત્વની ભૂમિકા નિભાવવાનો અને એક મહાન ક્રાંતિવીરની સેવા કરવાનો અણમોલ લહાવો મળ્યો એ માટે હું મારી જાતને યથાર્થ સમજું છુ.

પંડિત શ્યામજી કૃષ્ણવર્માનાં જીવન પર વિવિધ ભાષાઓમાં લખાયેલાં અન્ય જીવન ચરિત્રોનો મુખ્યાધાર શ્રી ઈંદુલાલ યાજ્ઞીક દ્વારાં અંગ્રેજીમાં લખાયેલ જીવન ચરિત્ર પર જ અવલંબિત રહ્યો છે. જેનું લેખન કાર્ય તેમણે ૧૯૩૪માં લંડન ખાતે પુરું કર્યું હતું અને આ પુસ્તકનું ટાયપીંગ કામ મિસીસ. રોઉસ નામની બ્રિટિશ મહિલાએ કર્યું હતું. આ જીવન ચરિત્રનાં લેખન કાર્ય માટે પંડિત શ્યામજી અને ભાનૂમતિજીનાં વસીયતનામાનાં વહીવટદાર અને મિત્ર શ્રી સરદારસિંહ રાણાએ ભાનુમતિજીની મિલ્કતમાંથી આકર્શક મહેનતાણું આપીને શ્રી ઈંદુલાલ યાજ્ઞીકને આ પુસ્તક લખવાં નિયુક્ત કર્યાં હતાં. આ પુસ્તક્નું પ્રકાશ સોળ વર્ષ બાદ રાજનૈતિક કારણોસર ૧૯૫૦માં મુંબઈનાં લક્ષ્મી પબ્લિકેશને કર્યું હતું. જયંતિ દલાલ નામનાં પ્રકાશકે આ પુસ્તકનાં ગુજરાતી ભષાંતરનું પ્રકાશન ''ગતિ'' નામનાં ગુજરાતી સાપ્તાહિકમાં ધારાવાહી સ્વરૂપે ૧૯૪૭-૪૮ દરમિયાન કર્યું હતું. આ ઉપરાંત રાયબહાદુર હરબિલાસ શારદાએ ઈંગ્લીશમાં લખેલ પંડિત શ્યામજી

કૃષ્ણવર્માનાં સંસ્મરણોનાં પુસ્તકે પણ તેમનાં જીવન ચરિત્ર પર અત્યંત મહત્વનો પ્રકાશ પાડ્યો છે.

પંડિત શ્યામજી વિષેનાં મારાં લખેલ ફોટોગ્રાફિક રેમીનીસન્સ ઓફ પંડિત શ્યામજી કૃષ્ણવર્મા, પુષ્પાંજલી અને શ્રદ્ધાંજલી પુસ્તકોનાં પ્રકાશન તેમજ તેમનાં જીવન પર સીડી રોમ અને શ્રદ્ધાંજલીનાં મારાં ગીતોની એમપીથ્રી સીડીનાં પ્રકાશન બાદ હવે પંડિત શ્યામજીના જીવન અને કાર્યોનો પ્રચાર અને પ્રસાર કરવાનાં અને તેમનાં સંસ્મરણોને સદા ઝળહળતાં રાખવાનાં મારાં અભિયાન અને પ્રયત્નોનાં ભાગરૂપે આ ગુજરાતી ભાષામાં પંડિત શ્યામજી કૃષ્ણવર્માજીનાં સંક્ષિપ્ત જીવન ચરિત્રની આ પુસ્તિકા પ્રકાશીત કરતાં પરમાનંદ અનુભવું છું. હું અપેક્ષા રાખું છું કે આ નવાગંતુક પુસ્તિકા દેશભક્ત વાંચકો અને વિદ્યાર્થીઓને પંડિત શ્યામજી કૃષ્ણવર્માજીનાં જીવનની ઝળહળતી ઝાંખી કરાવવાં સહાયક બની રહે. આ મહાન રાષ્ટ્રપુરુષ અને ક્રાંતિગુરુની સ્મૃતિને સદા જ્વલંત રાખવાનાં મારાં અભિયાનને રાષ્ટ્રભક્તો સપ્રેમ આવકારશે એવી અભિલાષા સહ અભ્યર્થના.

**- હેમંતકુમાર ગજાનન પાધ્યા**




ડૉ. ફિલીપા લોઉન્ડિશ વિન્સેન્ટેનાં સૌજન્યથી

# સમર્પણ

## અમારાં આદરણીય મોટાભાઈ

## સ્વ. શ્રી યજ્ઞેશ ગજાનન પાધ્યાને

(બાબુભાઈ)



સ્વર્ગવાસઃ આષાઢ સુદ ૯ વિ.સં. ૨૦૭૧

તા. ૨૫-૭-૨૦૧૫

# અનુક્રમ

# પંડિત શ્યામજી કૃષ્ણવર્માનો પરિચય

પંડિત શ્યામજી કૃષ્ણવર્મા ભારતનાં મહાન રાજનીતિજ્ઞ, સ્વાતંત્ર્યવીર, ક્રાંતિકારી, દાનવીર, પત્રકાર અને સંસ્કૃતનાં વિદ્વાન હતાં કે જેમણે અંગ્રેજોનાં ઘરને આંગણે તેમની રાજધાની લંડનમાં બ્રિટિશ સામ્રાજ્ય સામે  ભારતની સ્વતંત્રતા માટે અને બ્રિટીશ સામ્રાજ્યવાદ સામે સિંહગર્જના ગાંધીજી ભારતની સ્વતંત્રતાનાં સંગ્રામમાં જોડાયાં તે પહેલાં વીશ વર્ષ પૂર્વે શરૂ કરી હતી. પંડિત શ્યામજીને ભારતીય સ્વાતંત્ર્ય ચળવળની દેશાભિમાની અને ઉદ્દામ મતવાદી જુથનાં પ્રતિનિધિ અને નેતા માનવામાં આવતાં હતાં. પંડિત શ્યામજી એક સાચાં રાષ્ટ્રભક્ત અને સર્વમાન્ય અને અહિંસાત્મક તથા ક્રાંતિકારી ચલવળનાં પિતા હતાં. ભારતની સ્વતંત્રતાનાં વિવાદનો મુદ્દો શાંતિમય, અહિંસાત્મક રીતે સમાધાન અને ભાઈચારાનાં પર્યાયથી ઉકેલ લાવવાનાં સર્વ પ્રથમ દ્રષ્ટા અને પક્ષકાર પંડિત શ્યામજી કૃષ્ણવર્મા હતાં. કાળાંતરે તેમણે સુચવેલ શાંતિપથ અને અહિંસત્મકપથનાં પર્યાયમાં સાર્થકતા નજરે ન પડતાં પંડિત શ્યામજીએ સરમુખત્યાર અને ક્રુર હિંસાત્મક દમન ચલાવતી બ્રિટીશ સત્તા સામે બીજો કોઈ વિકલ્પ ન હોવાથી ક્રાંતિકારી સશસ્ત્ર સંગ્રામ ખેલવાનાં પર્યાયને આપનાવવાનો આદેશ ભારતીય લોકોને આપ્યો હતો અને તેનો પ્રચાર અને પ્રસાર પણ ખુલ્લે આમ કર્યો હતો. પંડિત શ્યામજી કૃષ્ણવર્મા ભારત અને ભારત બહાર રહેતાં રાષ્ટ્રવાદીઓ અને યુવાન વિદ્યાર્થીઓનાં તેમજ વિશ્વનાં સંસ્થાનવાદ અને સામ્રાજ્યવાદનાં વિરોધીઓનાં એક આદર્શ પૂરુષ અને નેતા હતાં. ભારતની સ્વતંત્રતા બાદ લખાયેલાં ભારતનાં સ્વાતંત્ર્ય સંગ્રામનાં ઈતિહાસનાં પૃષ્ઠોમાં એ એક અતિ શરમજનક અને દુઃખદ ઘટના છે કે તેમાં પંડિત શ્યામજી કૃષ્ણવર્માનાં નામનો ઉલ્લેખ જેવો પણ ભાગ્યેજ જોવા મળે છે.  સ્વતંત્રતા પર્યંત સત્તાધારી ઈન્ડિયન નેશનલ કોંગ્રેસે પોતાનાં માન્ય નેતાઓની પ્રમુખ માન્યતા અને લોકપ્રિયતા સ્થાપિત કરવાનાં લુચાઈ ભરેલ રાજકીય કવાદાવાનાં કારણે પંડિત શ્યામજી જેવાં અન્ય આગળ પડતાં નેતાઓ કે જેમણે પોતાની જન્મભૂમિ ભારતની સ્વતંત્રતા માટે પોતાનું સર્વસ્વ બલીદાન કર્યું હતું તેમના નામ, કાર્ય, ખ્યાતી, ભાગીદારી, સમર્પણ અને આત્મબલીદાનની ગાથાને હેતુપૂર્વક પ્રપંચથી દબાવી અને તેમની અવગણના કરવામાં આવી છે. પંડિત શ્યામજી કૃષ્ણવર્મા ભારતનાં એક મહાન અને ઉત્તમ રાજકીય આંદોલનકારી હતાં કે જેમણે

ગાંધીજી, નહેરૂ અને અન્ય નેતાઓ કરતાં લેશમાત્ર પણ ઓછું બલિદાન આપ્યું ન હતું. પંડિત શ્યામજી કૃષ્ણવર્મા ઓગણીશમી સદીનાં પ્રારંભ યુગનાં એક પ્રતિભાશાળી આયોજક અને પ્રથમ શ્રેણીનાં અગ્રેસર સ્વાતંત્ર્ય સેનાની અને ક્રાંતિકારી નેતા હતાં કે જેમણે ગાંધીજી કરતાં વીશ વર્ષ પહેલાં ૧૮૯૭માં ભારતને સ્વતંત્ર કરવાનાં અભિયાનનાં શ્રી ગણેશ શત્રુઓની રાજધાની લંડનમાં કર્યાં હતાં.

જો ભારતીય સ્વતંત્રતાનાં સંઘર્ષનો સાચો, સચોટ અને ચોક્કસ ઇતિહાસ લખવામાં આવ્યો હોત અને સ્વતંત્રતા પછી ભારતના લોકો તે શીખવવામાં આવ્યો હોત તો પંડિત શ્યામજી કૃષ્ણવર્માનું  નામ ભારતમાં સામાન્ય જનતા માટે અજાણ્યું અને અસ્મરણીય બની શક્યું ન હોત. એ પણ ઇતિહાસની એક વક્રોક્તિ છે કે યુનાઇટેડ કિંગડમ, ફ્રાન્સ અને સ્વિટ્ઝર્લેન્ડ માં રહેતાં બિનરહેવાસી ભારતીયોને પણ જેમણે બ્રિટન અને યુરોપમાં એક ઇતિહાસ રચ્યો હતો આવાં મહાન અગ્રગણ્ય રાજકીય નેતા અને શૈક્ષણિક ક્ષેત્રે ઓક્ષફર્ડ યુનિવર્સિટીમાં ભારતનું નામ ઉજ્જ્વળ કરનાર મહાન વ્યક્તિ પંડિત શ્યામજી કૃષ્ણવર્માનાં વ્યક્તિત્વ અને મહાન કાર્યોનું સંપૂર્ણ જ્ઞાન નથી. પંડિત શ્યામજી કૃષ્ણવર્માનું નામ ઓગણીશમી સદીના ભારતીય સ્વાતંત્ર્યનાં ઈતિહાસનાં પ્રકરણોનાં સર્વપ્રથમ  પાનાં પર હોવું જોઈએ કારણકે તેઓએ પોતાની માતૃભૂમિને સ્વતંત્ર કરવાંનાં કાર્યનો શુભ આરંભ  ગાંધીજી કરતાં બે દાયકા વર્ષ પૂર્વે  સન ૧૮૯૭માં શરૂ કર્યો હતો અને ભારતીય સ્વતંત્રતાનાં સક્રિય રાજકારણમાં ૧૯૦૫નાં વર્ષમાં લંડન ખાતે સક્રીય ક્રાંતિકારી ચળવળનાં શ્રીગણેશ કર્યાં હતા. ભલે ગાંધીજીની પ્રશંસા રાજકીય કારણોસર કરવામાં આવી હોય તેમજ ભારતીય સ્વતંત્રતા અહિંસક ચળવળ અગ્રણી હોવા માટેનો પ્રથમ શ્રેય તેમને આપવામાં આવી રહ્યો હોય, પરંતુ વાસ્તવિક રીતે પંડિત શ્યામજીએ ગાંધીજી કરતાં તેર વર્ષ પહેલાં તેમના સમાચાર પત્ર ''ધ ઈન્ડિયન સોસિયોલોજિસ્ટ''માં અસહયોગી અને અસહકારી અહિંસક આંદોલનનાં સિદ્ધાંતની હિમાયત કરનારાં સર્વ પ્રથમ ગુજરાતી ભારતીય હતાં.. ગાંધીજીએ શ્યામજીનાં આ વિચારો અને સિદ્ધાંતનું અનુકરણ કરીને ગાંધીજીએ તેર વર્ષ પર્યંત તેને સત્યાગ્રહનાં  આંદોલનના તરીકે ચળવળ ઉભી કરીને તેને ભારતમાં વ્યવહારમાં મૂકી હતી. ભારતીય સ્વતંત્રતા માટે અહિંક આંદોલનનાં વિકલ્પનો સર્વપ્રથમ ઉપદેશ આપનાર અને પ્રચાર કરનારાં સર્વ પ્રથમ ભારતીય અને ગુજરાતી વ્યક્તિ પંડિત શ્યામજી કૃષ્ણવર્મા હતાં કારણકે તેમણે પોતાનાં સમાચાર પત્ર  ''ધ ઈન્ડિયન સોસિયોલોજિસ્ટ''નાં અક્ટોબર ૧૯૦૫નાં અંકમાં

બ્રિટીશ અને ભારતીયઓને સલાહ આપતાં લખ્યું હતું કે '' અમને ખાત્રી છે કે બ્રિટન અને ભારતનાં ભલાં માટે પોતાનાં એક બીજા સાથેનાં  જોડાણને શાંતિપૂર્વક અને સુલેહથી નીપટાવીને મિત્રો તરીકે છુટાં પડો. સોક્રેટીસની સલાહને સાંભળો કે જેણે કહ્યું છે કે જો તમારામાં ધ્યેયને પ્રાપ્ત કરવાની આકાંક્ષા હોયતો તેને સમજાવટથી પ્રાપ્ત કરો નહી કે બળજબરીથી, સમજાવટથી તમે મિત્રાતા બનાવી શકો છો પરંતુ બળજબરીથી(હિંસાથી) તમે શત્રુતા બનાવો છો જો કે તમે બન્ને વિકલ્પોથી તમારાં ધેયને પ્રાપ્ત કરી શકો છો.'' આ રીતે ભારતની સ્વતંત્રતાની સ્વાતંત્ર્ય ચળવળમાં અહિંસાનો ઉપદેશ સર્વ પ્રથમ આપનારાં ગાંધીજી નિગં પણ પંડિત શ્યામજી કૃષ્ણવર્મા જ હતાં. ગાંધીજીને તો પંડિત શ્યામજીનાં અનુગામીજ આલેખી શકાય. કાળાંતરે બ્રિટિશ સરકારનાં વધતાં જતાં અમાનવીય અત્યાચારો, જુલ્મો, દમન અને અનિતી સામે અહિંસાનો વિકલ્પ પર્યાપ્ત ન જણાતાં પંડિત શ્યામજી કૃષ્ણવર્માએ પોતાની જન્મભૂમિને મુક્ત કરવા માટે જરૂરી હિંસાનાં ઉપયોગને પણ જરૂરી અને યોગ્ય ઠેરવ્યો અને હિંસાત્મક સશસ્ત્ર આંદોલનની પણ હિમાયત કરીને ક્રાંતિકારી ગતીવિધીઓને પ્રોત્સાહન આપ્યું હતું. વાસ્તવમાં, ગાંધીજી પંડિત શ્યામજીનાં એક અનુગામી હતા કારણકે ગાંધીજીએ પંડિત શ્યામજીનાં કેટલાક સિદ્ધાંતો અને સલાહોનું અનુકરણ કરી તેને અમલમાં મુક્યાં હતાં. જો ગાંધીજી રાષ્ટ્રપિતાનાં બહુમાનને યોગ્ય છે તો, પંડિત શ્યામજી  કે જેમણે માતા ભારતીની સ્વતંત્રતા માટે પોતાનું સર્વસ્વ બલિદાન કામ કર્યું હતું અને જેમને માતૃભૂમિ માટે દેશવટો ભોગવ્યો હતો તેને  '' રાષ્ટ્રપિતામહ''નું બહુમાન પણ યોગ્ય જ આલેખાશે જેમાં કોઇ શંકા કે શંશયને સ્થાન નથી.

પંડિત શ્યામજી કૃષ્ણવર્મા ભારતીય સ્વતંત્રતાની ચળવળનાં ઇતિહાસમાં પ્રથમ શ્રેણીનાં અગ્રણી એન.આર.આઈ. સ્વાતંત્ર્ય સેનાની હતા. તેઓ એક મહાન દેશભક્ત, પરોપકારી અને ભારતનાં રાજકીય પ્રવક્તા અને પ્રચારક હતા. તેઓ મહાન ક્રાંતિકારીઓ, પત્રકારો, લેખકો અને સ્વાતંત્ર્ય સેનાનીઓનાં નિર્માતા અને ભારતીય યુવાનો માટે સ્વતંત્રતાની ચળવળના સૌથી વધુ પ્રેરણાદાયી મહાપુરુષ હતાં. આથી તેમનું નામ ભારતની સ્વતંત્ર્ય ચળવળના ઇતિહાસમાં  એક મહાન ક્રાંતિગુરૂ, દાનવીર, પત્રકાર અને ઉચ્ચ કક્ષાનાં નેતા તરીકે સુવર્ણ અક્ષરોમાં અંકિત થવું જોઈએ. દેશભક્તિની એક ઊંડી લાગણી અને માતૃભૂમિ પ્રત્યેના અથાગ પ્રેમ તથા રાષ્ટ્રવાદી લાગણીનાં જ્વાળામૂખીથી ભભૂકતાં પંડિત શ્યામજી કૃષ્ણવર્માએ ભારતની સ્વતંત્રતા ચળવળની ધૂણી ગાંધીજી કરતાં  લગભગ બે દાયકા પહેલાં, ૧૯૦૦ માં બ્રિટીશ સામ્રાજ્યની રાજધાની લંડનમાં ધખાવી હતી.

તત્કાલીન ભારતની બ્રિટીશ સરકારનાં ગૃહ સચિવનાં ડી સી આઈ મિ સી આર ક્લિવલેન્ડે એ સત્ય વચન કહ્યું હતું કે, '' પરદેશમાં ભારતીય ક્રાંતિકારી ચળવળનાં સ્થપક તરીકેની ગણના કરાવાનો સાચો હક પંડિત શ્યામજી કૃષ્ણવર્માનો છે.'' મિ રોબર્ટ નીધમ કસ્ટે પંડિત શ્યામજી વિષે લખ્યું હતું કે, '' પંડિત શ્યામજી કૃષ્ણવર્મા એક એવી વ્યક્તિ વિશેષ છે કે જેને માટે ઈંગ્લંડ અને ભારત બન્ને ગૌરવ લઈ શકે એમ છે કારણ કે તેઓ બન્ને રાષ્ટ્રીયતાનાં શ્રેષ્ઠ ગુણોંને જોડતાં દેખાય છે.''

પંડિત શ્યામજી કૃષ્ણવર્મા એક મહાન સ્વાતંત્ર્ય સેનાની અને પ્રેરણાસ્રોત હોવાં ઉપરાંત એક મહાન અને ગહન સંસ્કૃત, લેટિન અને ઇંગ્લીશ ભાષાનાં વિદ્વાન પણ હતા. ઓક્ષફર્ડ વિશ્વવિદ્યાલયનાં પ્રોફેસર સર મોનિયર વિલિયમ્સને શ્યામજી માટે અત્યંત માન હતું. તેઓ શ્યામજીનાં સંસ્કૃત ભાષા, વ્યાકરણ, શાસ્ત્રો અને સાહિત્યનાં ગહન જ્ઞાનથી અત્યંત પ્રભાવિત હતાં. પ્રોફેસર સર મોનિયર વિલિયમ્સે તેમના પ્રશંસાપત્રમાં જણાવ્યું હતું કે,'' હું ખાતરીપૂર્વક કહી શકું છું કે કોઈ પણ ઇંગ્લીશ અથવા યુરોપીયન શિક્ષક મૂળ વ્યાકરણશાસ્ત્રીઓનાં સિદ્ધાંતોનુસાર ભારતીય ભાષાઓનું વ્યાકરણ દર્શાવવામાં અને સમજાવવામાં શ્યામજીની સમકક્ષ નથી. હું ઉમેરું છું કે આ મહાન સંસ્કૃતની ઉપલબ્ધીની સાથે ગ્રીક અને લેટિનનાં નોંધપાત્ર જ્ઞાન બીજા કોઈ અન્ય પંડિત પાસે હોય એવી મને ખબર નથી. પ્રખ્યાત ભારતીય સંસ્કૃતિના જાણકાર અને સંસ્કૃત વિદ્વાન જર્મન અધ્યાપક મેક્સ મુલર પણ શ્યામજીની વિદ્વતાનાં પ્રશંશક હતાં અને તેમનાં વખાણ કરતાં હતાં.. બ્રિટનનાં મહાન ભાષાશાસ્ત્રી મિ રોબર્ટ નીધમ કસ્ટે પણ શ્યામજીની સંસ્કૃત અને લેટિન ભાષામાં નિપૂણતા માટે ઘણી પ્રશંશા કરી હતી અને શ્યામજીને તેમનાં એક બુદ્ધિશાળી અને મિલનસાર મિત્ર તરીકે વર્ણાવ્યાં હતાં. મેક્સ મુલરે તેમનાં જગ પ્રસિદ્ધ ''ધ સેક્રેડ બુક્સ ઓફ ધ ઈસ્ટ'' નામનાં અંગ્રેજી ગ્રંથોનાં ભાગોનો સંગ્રહ એ પુસ્તકો પર પોતાનીનં હસ્તાક્ષરોમાં સહી કરીને પંડિત શ્યામજી કૃષ્ણવર્માને ભેટમાં આયાં હતાં જે આજે પણ કોલેજ ડી ફ્રાન્સનાં પુસ્તકાલયનાં સંગ્રહસ્થાનમાં સાંચવીને જાળવી રાખવામાં આવ્યાં છે.

પંડિત શ્યામજીએ પોતાની માતૃભૂમિને બ્રિટિશ સામ્રાજ્યવાદની પરતંત્રતામાંથી મૂક્ત કરવાં માટે તેમના સમગ્ર જીવન અને કમાણીનું બલીદાન અર્પણ કરી આત્મભોગ પ્રદાન કર્યો હતો. ભારતની સ્વતંત્રતા માટે પોતાનું સર્વસ્વ અર્પણ કરનારાં નેતાઓમાં પંડિત શ્યામજી અગ્રેસર હતાં. ભારતનાં સ્વાતંત્ર્ય સંગ્રમનાં નેતાઓમાં પંડિત શ્યામજી જ એક એવાં મહાન નેતા હતાં કે જેમણે પોતાનું આખું જીવન પોતાની માતૃભૂમિ ભારતની

સ્વતંત્રતાનાં જીવનસંગ્રામમાં આત્મનિર્ભર્તાથી સમર્પણ કર્યું હતું અને તેમણે ક્યારેય બીજાં પાસે ભંડોળ યા દાન માંગ્યું ન હતું. તેઓ ભારતની અત્યંત જટિલ પરિસ્થિતિનાં વર્ષો દરમિયાન પણ ભારતીય જન જાગૃતીને ઉજાગર કરનારાં રાષ્ટ્રવાદી ચળવળનાં અગ્રણી નેતાઓ પૈકીના એક હતા. તેમણે ભારતની સ્વતંત્રતાની ચળવળનાં ઉદેશ્ય માટે પરદેશીઓનો જનમત પ્રાપ્ત કરવાં યુરોપમાં સખત પ્રચાર અને પ્રસાર કરવાનું અને જનમત હાંસલ કરવાનું મહત્વનું કાર્ય કર્યું હતું.  પંડિત શ્યામજી બ્રિટિશ આપખુદશાહી સામે સંપૂર્ણ સ્વતંત્રતાની માંગણીનો એટલે સંપૂર્ણ સ્વરાજ્યની માંગણીનો બુલંદ અવાજ ઉઠાવનારાં પ્રથમ ભારતીય હતાં. તેમની એ માંગને કાળાંતરે દાદાભાઇ નવરોજી અને ભારતીય રાષ્ટ્રીય કોંગ્રેસના તેમનાં સાથીઓ દ્વારા સ્વરાજ અભિયાન તરીકે સ્વિકાર કરવામાં આવ્યો હતો. સ્વરાજય (આત્મ સત્તા) શબ્દનો  ઉપયોગ કરનારાં પ્રથમ અને અગ્રણી ભારતીય રાજકીય નેતા પંડિત શ્યામજી કૃષ્ણવર્મા હતા.



स्व. पंडित श्यामजी कृष्णवर्मा.

# કૌટુંબિક પૃષ્ઠભૂમિ, જન્મ અને શિક્ષણ

શ્યામજીનો જન્મ ૧૮૫૭માં ''પ્રથમ ભારતીય સ્વાતંત્ર્ય સંગ્રામ''નાં ઐતિહાસિક વર્ષમાં થયો હતો જ્યારે લાખો ક્રાંતિવીરોએ પોતાની માતૃભૂમિને જુલ્મી બ્રિટીશ સામ્રાજ્યની પરતંત્રતાની સાંકળમાંથી મૂક્ત કરવાં રણમેદાને ચઢ્યાં હતાં અને માતૃભૂમિની મૂક્તિને કાજે પોતાનાં પ્રાણોની આહૂતિ અર્પણ કરી હતી. શ્યામજીનો જન્મ જિનીવામાં કરવામાં આવેલ સત્તાવાર નોંધણી અનુસાર  કચ્છ પ્રાંતના માંડવી ગામમાં ૩૦ ઓક્ટોબર ૧૮૫૭માં થયો હતો પરંતુ પુસ્તકોમાં ૪થી ઓક્ટોબર ૧૮૫૭નો ઉલ્લેખ કરવામાં આવેલ છે અને આ દિવસને જ જન્મ દિવસ ગણી પરંપરાગત તેની ઉજવણી પણ એજ દિવસે કરવામાં આવી રહી છે. "ભૂલો ભાનુશાલી"નાં ઉપનામ દ્વારા ઓળખાતાં તેમના પિતા કરસન  ભાનુશાલીની  આર્થિક સ્થિતિ ઘણી જ નબળી હતી. તે વિદેશમાં કપાસ નિકાસ કરતી કંપની માટે માંડવીનાં જહાજ બંદર પર એક મજૂર તરીકે કામ કરતાં હતાં. તેમની માતા સુંદરબાઈ (જીનીવાનાં દસ્તાવેજો મૂજબ) ખૂબ બહાદુર અને સંસ્કારી સ્ત્રી હતી. કમનસીબે, જ્યારે શ્યામજી માત્ર અગિયાર વર્ષના હતા ત્યારે તેમના માતા સુંદરબાઈ મૃત્યુ પામ્યા હતા. શ્યામજીનાં ઉછેર અને સંભાળની જવાબદારી સુંદરબાઈની માતા એટલે શ્યામજીની નાનીએ સુંદરબાઈનાં મૃત્યુ પર્યંત સંભાળી લીધી હતી. શ્યામજીનાં જીવનચરિત્રોમાં દર્શાવવામાં આવેલ શ્યામજીની માતાનું નામ ગોમતીબાઈ કદાચ શ્યામજીનાં સાવકી માતાનું નામ હોય શકે છે કારણકે શ્યામજીની સગી માતાનાં મૃત્યુ પર્યંત તેમનાં પિતા શ્રી કરસન ભાનુશાલીએ ફરીવાર લગ્ન કર્યાં હતાં અને તેમને ત્યાં ડાહીબેન નામની પુત્રીનો જન્મ પણ થયો હતો. શ્યામજી તેમના બાળપણથી જ ખૂબ જ બુદ્ધિશાળી હતો. તેમણે કચ્છ પ્રાંતમાં માંડવીમાં ભુ. ભુ. પંડ્યાની શાળામાં પ્રારંભિક શિક્ષણ અને ત્યારબાદ ભુજમાં અલ્ફ્રેડ સ્કૂલમાં  માધ્યમિક શિક્ષણ શ્રી શિવજીભાઈ જોશીને ત્યાં રહીને પ્રાપ્ત કર્યું હતું. શ્રી શિવજીભાઈ જોશીની જ ભલામણથી  તેઓ વધુ અભ્યાસ માટે શેઠ મથુરદાસ લવજીની આર્થિક સહાય મેળવી  મુંબઇ આવ્યા અને પંડિત વિશ્વનાથ શાસ્ત્રીની પાઠશાળા અને વિલ્સન હાઇસ્કૂલ દાખલ થયાં હતા. શ્યામજીને તેમના બાળપણથી જ સંસ્કૃત ભાષા માટે અત્યંત પ્રેમ અને લગાવ હતો. તેમણે માંડવીની શ્રી ભુ. ભૂ. પંડ્યાની પાઠશાળામાં સંસ્કૃત ભાષાનાં અધ્યયનની પ્રારંભિક શરૂઆત કરી હતી. મુંબઇ આવી શ્યામજીએ સંસ્કૃત ભાષા, ધર્મશાસ્ત્રો, વ્યાકરણ અને સાહિત્યનાં વિદ્વાન શ્રી વિશ્વનાથ શાસ્ત્રીજીની પાઠશાળામાં સંસ્કૃત ભાષાનું વધુ ગહન જ્ઞાન પ્રાપ્ત કરીને

સંસ્કૃતભાષા અને શાસ્ત્રોમાં પારંગતતા પ્રાપ્ત કરી હતી. શ્યામજી ભણવામાં ઘણાં જ હોશિયાર હતાં આથી તેમને શેઠ ગોકુળદાસ કહાનદાસ છાત્રવૃત્તિ પ્રાપ્ત થતાં તેમને મુંબઈની સર્વશ્રેષ્ઠ શાળાં કે જ્યાં ધનાડ્ય લોકોનાં જ બાળકો ભણતાં હતાં તેવી એલ્ફીસ્ટન હાઈસ્કુલમાં પ્રવેશ મળ્યો હતો.. ભાગ્યોવસાત અહી શ્યામજીની મિત્રાચારી મુંબઈનાં પ્રખ્યાત અને ધનાડ્ય વેપારી શેઠ શ્રી છબિલદાસનાં પુત્ર રામદાસ સાથે થઈ હતી. આ સહાધ્યાયીની મિત્રાચારી નિકટ થતાં શ્યામજી રામદાસનાં કુટુંબનાં સંપર્ક આવ્યાં. શ્યામજીની ચતુરાઈ, આચાર વિચાર અને હોંશિયારીએ  શ્રીમંત શેઠ શ્રી છબિલદાસને અત્યંત પ્રભાવિત કર્યાં. શેઠ શ્રી છબિલદાસે શ્યામજીમાં સુયોગ્યતા. શુશીલતા અને ચારીત્રશીલતા અને બુદ્ધીમતાનાં ગુણોં જોયાં. શ્યામજી એક બહું જ ગરીબ પરિવારનો  હોવાં છતાં પણ પોતાની જ્ઞાતિનાં જ પરિવારનો હોંશિયાર અને આદર્શ નવયુવાન હોવાથી તેમણે શ્યામજી સાથે પોતાની સુપુત્રી ભાનુમતીજીને પરણાવવાનો પ્રસ્તાવ મૂક્યો હતો. આ રીતે શ્યામજીનાં લગ્ન ભાગ્યોવસાત ભનુશાલી સમુદાયનાં જ આ શ્રીમંત વેપારી શેઠ શ્રી છબિલદાસ લલ્લુભાઈની સુપુત્રી અને એની શાળા મિત્ર રામદાસની બહેન ભાનુમતિજી સાથે થયાં.  શ્યામજી વેદ અને શાસ્ત્રોનાં પ્રખર જ્ઞાતા, રાષ્ટ્રવાદી અને સમાજસુધારક ઔદીચ્યસહસ્ત્ર બ્રાહ્મણ સ્વામી દયાનંદ સરસ્વતીનાં સંપર્કમાં ૧૮૭૫નાં વર્ષમાં આવ્યાં હતાં. સ્વામી દયાનંદ સરસ્વતી શ્યામજીનાં જ્ઞાન અને ચાતુર્યથી અત્યંત પ્રભાવીત થયાં હતાં અને તેમણે શ્યામજીને તેમનાં પટ્ટ શિષ્ય બનાવ્યાં હતાં. શ્યામજી અને તેમના સસરા  શેઠ શ્રી છબિલદાસ અન્ય સહયોગીઓની મદદથી સ્વામી દયાનંદ સરસ્વતીએ ૧૦ એપ્રિલ ૧૮૭૫ કાકડ વાડી,, મુંબઇમાં પ્રથમ આર્ય સમાજ સંસ્થાની સ્થાપના કરી અને શ્યામજીને એ સંસ્થાના સંસ્થાપક સભ્ય પણ બનાવ્યાં. સ્વામીજી શ્યામજીનાં સંસ્કૃત ભાષા, સાહિત્ય અને ધર્મગ્રંથોનાં વિશાળ જ્ઞાનથી ખૂબ જ પ્રભાવિત થયેલાં હોવાથી . તેમણે શ્યામજીને માર્ગદર્શન આપી વૈદિક તત્વજ્ઞાન, વેદીકધર્મ અને સમાજસુધારક વિષયો પર વ્યાખ્યાનો આપવા માટે પ્રેરણા આપી હતી. સ્વામી દયાનંદ સરસ્વતીજીને શ્યામજીની ચતુરતા, સામર્થ્ય, બાહોશી, નિપૂણતા, લાયકાત અને સંસ્કૃત ભાષા પરનાં અને ધર્મશાસ્ત્રોનાં અદભૂત પ્રભુત્વ પર વિશ્વાસ હતો આથી જ સ્વામી દયાનંદ સરસ્વતીજીએ તેમનાં પુસ્તક ‘વેદ ભાષ્ય’’નાં પ્રકાશનની ગંભીર જવાબદારી સોંપીને આ ઓગણીશ વર્ષનાં નવયુવા પટ્ટ શિષ્ય શ્યામજી પ્રત્યે પોતાનો આત્મવિશ્વાસ પ્રગટ કર્યો હતો. આ ઉપરાંત તેમણે તેમની સંસ્કૃતમાં લખેલ પુસ્તિકાઓ ‘‘શિક્ષાપત્રીધ્વંત નિવારણ’’,’’વેદવિરુદ્ધાત્મક ખંડન’’, ‘‘પંચમહાયજ્ઞ વિધી’’ અને ‘‘વેદાંતધ્વંત નિવારણ’’ નું ગુજરાતી ભાષામાં અનુવાદ કરી તેને પ્રકાશીત કરવાની

જવાબદારી પણ શ્યામજીને જ સોંપી હતી. જ્યારે અમેરીકાની થિયોસોફિકલ સોસાયટીનાં પ્રમુખ મેડમ બ્લવાત્સ્કી અને મંત્રી કર્નલ હેન્રી ઓલ્કોટે તેમની નવી સંસ્થા માટે માર્ગદર્શન અને વેદનાં જ્ઞાન સંબંધી સલાહ માંગતાં પત્રો સ્વામી દયાનંદ સરસ્વતીજીને મોકલ્યાં ત્યારે શ્યામજીએ સ્વામિજીનાં દુભાષીયા તરીકે પત્રોનાં પ્રત્યુત્તર આપ્યાં હતાં કારણકે સ્વામી દયાનંદજી ઈંગ્લીશ ભાષા જાણતાં ન હતાં. જ્યારે મેડમ બ્લવાત્સ્કી અને કર્નલ હેન્રી ઓલ્કોટ અમેરીકાથી સર્વપ્રથમવાર તારીખ ૧૬મી ફેબ્રુઆરી ૧૮૭૯નાં દિવસે જળમાર્ગે ભારત આવ્યાં ત્યારે શ્યામજી સ્વયં તેમનું સ્વાગત કરવાં મુંબઈનાં બંદરે ગયાં હતાં. શ્યામજીનાં સંસ્કૃત અને ઈંગ્લીશ ભાષાનાં અદ્વિતિય જ્ઞાનથી અમેરીકાની થિયોસોફિકલ સોસાયટીનાં આ સંસ્થાપકો ઘણાજ પ્રભાવિત થયાં હતાં અને તેમણે પંડિત શ્યામજીને અમેરીકાની થિયોસોફિકલ સોસાયટી તરફથી ''ડિપ્લોમા ઓફ કોરસ્પોન્ડીંગ ફેલોશીપ''ની માનદ પદવી અર્પણ કરી હતી. .

૧૮૭૭નાં વર્ષમાં, શ્યામજીએ વેદનાં તત્વજ્ઞાન અને ધર્મનાં પ્રચાર અને પ્રસાર અર્થે ભારતમાં વિવિધ સ્થાનો પર પ્રવાસ ખેડ્યો હતો. આ પ્રવાસ તેમને પોતાની પ્રતિભા પ્રદર્શિત કરવામાં અને લોક માન્યતા પ્રાપ્ત કરવામાં લાભદાયી બન્યો. ઘણા અગ્રણી વિદ્વાનોએ તેમના જ્ઞાન અને પ્રવચનોની ભારે પ્રશંશા કરી. શ્યામજીનાં વિશાળ જ્ઞાન, નિપુણતા અને સંસ્કૃત ભાષા અને સાહિત્ય પર તેની વક્તૃત્વ શ્રેષ્ઠતા માટે કાશીના પંડિતો દ્વારા પંડિતની પ્રતિષ્ઠિત ઉપાધી શ્યામજીને આપવામાં આવી હતી. શ્યામજી જ એવી એક સર્વ પ્રથમ વ્યક્તિ હતાં જેમને બ્રાહ્મણ ન હોવાં છતાં પણ તેમને આ પ્રતિષ્ઠિત પદવી કાશીનાં પંડિતોએ દ્વારાં અર્પણ કરવામાં આવી હતી. ૧૮૭૭માં વિશ્વની પ્રખ્યાત ઓક્સફોર્ડ વિશ્વદ્યાલયનાં પ્રખ્યાત સંસ્કૃત પ્રોફેસર મોનિયર મોનિયર-વિલિયમ્સ મુંબઇ આવ્યાં હતાં ત્યારે તેમને પંડિત શ્યામજીનાં વ્યાખ્યાનમાં હાજરી આપવાનું અહોભાગ્ય પ્રાપ્ત થયું હતું. શ્યામજીની સંસ્કૃત ભાષા અને ધર્મનાં જ્ઞાન તેંમજ તેની સંસ્કૃત ભાષામાં વક્તૃત્વ નિપૂણતા નિહાળીને મંત્રમુગ્ધ થઈ ગયાં હતાં. પ્રોફેસર મોનિયર મોનિયર-વિલિયમ્સે આ યુવાન શ્યામજીમાં એક મહાન વિદ્વત્તાનાં દર્શન કર્યાં હતાં અને પ્રથમ પરિચયમાં જ તેમણે શ્યામજીને પોતાના મદદનીશ તરીકે ઓક્સફર્ડ યુનિવર્સિટીંમાં નોકરી આપવાનો પ્રસ્તાવ કર્યો હતો. જે શ્યામજી માટે એક અત્યંત સન્માનનીય અને લાભદાયક પ્રસ્તાવ હતો. પરંતુ શ્યામજીએ હાલ તેઓ આર્ય સમાજનાં કાર્યની જવાબદારીમાં વ્યસ્ત હોવાનાં કારણે તેમણે હાલ તુરંત જ એ પ્રસ્તાવ સ્વિકારી ઓક્ષફર્ડ અવવાની લાચારી વ્યકત કરી હતી ત્યારે પ્રોફેસર મોનિયર મોનિયર-વિલિયમ્સે

શ્યામજીને બે વર્ષનાં સમય દરમિયાન ક્યારે પણ એ નોકરી સ્વિકાર કરવાનો પ્રસ્તાવ રજુ કર્યો હતો. એક હીરા પારખુની જેમ પ્રોફેસર મોનિયર મોનિયર-વિલિયમ્સને કદાચ એ ખાત્રી થઈ ગઈ હશે કે તેમને શ્યામજી જેવો બીજો કોઈ ચતુર અને વિદ્વાન વ્યક્તિ તેનાં મદદનીશ તરીકે મળવો અસંભવ હશે. આ કરણે જ તેઓ બે વર્ષ સુધી શ્યામજીની રાહ જોવાં પણ તૈયાર હતાં.

પોતાનાં વ્યાખ્યાન પ્રવાસ દરમિયાન શ્યામજીએ પોતાની જન્મભૂમિ માંડવી, કચ્છની પણ મૂલાકાત લીધી હતી. તેમણે તારીખ ૨૪મી માર્ચ ૧૮૭૮નાં દિને ભુજ અને ૧૮મી એપ્રીલ ૧૮૭૮નાં દિને માંડવીમાં વિદ્વાન બ્રાહમણો, રાજ્યનાં ઉચ્ચ પદાધિકારીઓ, શિક્ષકો અને પ્રજાજનો સમક્ષ વ્યાખ્યાનો આપ્યાં હતાં. પોતાનાં આ ધરતી પુત્રનાં સંસ્કૃત ભાષા અને ધર્મશાસ્ત્રોમાં મેળવેલ વિદ્વત્તા નિહાળીને કચ્છનાં લોકોએ ધન્યતા અનુભવી હતી અને પંડિત શ્યામજીનુ ભવ્ય સ્વાગત કરી અભિવાદન કર્યું હતું. શ્યામજીનાં ભુજમાં યોજાયેલ આ ભવ્ય વ્યાખ્યાન બદલ કચ્છનાં દિવાન રાઉ બહાદુર મણિભાઈ જસભાઈ, ભુજ હાઈસ્કુલનાં પ્રધાન આચાર્ય હરીરામ ઉત્તમરામ ભટ્ટ તેમજ કચ્છ રાજ્યનાં અન્ય પાંચ મહાનુભાવોનાં હસ્તાક્ષરવાળું પ્રશંશા કરતું અને શુભેચ્છા પ્રદર્શિત કરતું નિવેદન પત્ર પણ શ્યામજીને પાઠવવામાં આવ્યું હતું. માંડવીનાં વહિવટદાર શ્રી મંગળદાસ વિહારીદાસ દેસાઈ અને અન્ય પ્રતિષ્ઠીત નગરજનોનાં હસ્તાક્ષરવાળો આવો જ પ્રશંશા પત્ર શ્યામજીને આપવામાં આવ્યો હતો. .



# પંડિત શ્યામજીની ઓક્સફોર્ડ યુનિવર્સિટી ખાતે સિદ્ધિઓ

શ્યામજી ઓક્સફર્ડ યુનિવર્સિટીના પ્રોફેસર મોનિયર-વિલિયમ્સનાં આમંત્રણ પર ૧૮૭૯નાં વર્ષમાં ઈંગ્લેન્ડ પહોંચ્યા અને તેઓ પ્રોફેસર વિલિયમના સહાયક તરીકે ઓક્સફર્ડ યુનિવર્સિટીમાં જોડાયાં. પંડિત શ્યામજીનાં ઓક્સફર્ડ યુનિવર્સિટીમાં આગમનાં સમાચાર હજારો માઈલ દૂર અમેરીકાનાં પ્રખ્યાત સમાચાર પત્ર 'ન્યુ યોર્ક ટાઈમ્સ'માં તારીખ ૨૩મી જુન ૧૮૭૯નાં દિને પ્રકાશીત કરવામાં આવ્યાં હતાં. જેમાં લખ્યું હતું," પંડિત શ્યામજી કૃષ્ણવર્મા નામનાં એક યુવાન પંડિત કે જેમની ભાગ્યે જ ૨૩ વર્ષની ની ઉમરને ધ્યાનમાં લેતાં, તેઓ વ્યાકરણ અને વેદીક સાહિત્યમાં પ્રવિણ છે તેઓ હાલ ઈંગ્લંડ આવ્યાં છે અને ઓક્સફર્ડ યુનિવર્સિટીનાં સભ્ય તરીકે દાખલ કરવામાં આવ્યાં છે. તેઓ ભારતનાં સર્વપ્રથમ એવાં સાચાં પંડિત છે કે જે ઈંગ્લંડનાં પ્રવાસે આવ્યાં હોય. તેઓ કચ્છનાં વતની છે. જે ભારતનાં પશ્ચિમ દરિયા કિનારે આવેલો પ્રદેશ છે. જ્યાં પોતાનું સાહિત્ય ન ધરાવતાં દશ લાખથી વધુ પરિશ્રમિ લોકો વસવાટ કરે છે અને તેમની સ્થાનિક બોલી વિનાશનાં માર્ગે જઈ રહી છે."

પ્રોફેસર વિલિયમ્સનાં સહાયક તરીકે નોકરી સ્વિકારતાંની સાથે શ્યામજીએ પ્રોફેસર વિલિયમ્સ ની ભલામણથી ૨૫ એપ્રિલ, ૧૯૭૯ના દિને વધુ અભ્યાસાર્થે બેલેયોલ કોલેજમાં બી.એ.ની ઉપાધિ પ્રાપ્ત કરવાં પણ પોતાનું નામ  દાખલ કરાવ્યું હતું.. ઓક્સફર્ડ યુનિવર્સિટીમાં પ્રોફેસર વિલિયમના સહાયક તરીકે પોતાની જવાબદારી સખત શ્રમ અને નિષ્ઠાથી નિભાવીને અને પોતાનાં અભ્યાસમાં નિપૂણતા સિદ્ધ કરીને પંડિત શ્યામજીએ ઓક્સફર્ડ ખાતે પ્રોફેસર વિલિયમ્સ અને અન્ય વિદ્વાનોનાં હૃદય જીતી લીધાં હતાં. શ્યામજીએ પોતાની નોકરી અને અભ્યાસની સાથે સાથે અન્ય ખર્ચનાં નિભાવ માટે વધુ પરિશ્રમ કરી વિદ્યાર્થીઓને ખાનગીમાં ટ્યુશન પણ આપતાં હતાં. ધીમે ધીમે શ્યામજી ઓક્સફર્ડ યુનિવર્સિટીમાં પ્રખ્યાત થઈ ગયાં હતાં. શ્યામજીને રોયલ એશિયાટિક સોસાયટીનાં સચિવ દ્વારા શોધપત્ર "ભારતમાં લેખનકળાનું મૂળ" વિષય પર શોધપત્ર વાંચવાં આમંત્રણ આપવામાં આવ્યું હતું. પંડિત શ્યામજીનાં  ભાષણ ખૂબ જ સારો આવકાર અને પ્રશંશા પ્રાપ્ત થઈ હતી આથી રોયલ એશિયાટિક સોસાયટીએ તેમને એ સમાજના એક બિન-નિવાસી સભ્ય તરીકે ચુંટીને બહુમાન કર્યું હતું. ૧૯૮૧નાં વર્ષમાં ભારતની બ્રિટીશ સરકારે શ્યામજીને ભારત દેશનાં શિક્ષણનું પ્રતિનિધિત્વ કરવા માટે સેક્રેટરી ઓફ સ્ટેટ ઓફ ઈન્ડિયા દ્વારા તેમને ઓરિયેન્ટલીસ્ટ કોંગ્રેસમાં ભાગ લેવાં બર્લીન

મોકલવામાં આવ્યાં હતાં. ત્યાં તેમણે " સંસ્કૃત, ભારતની સજીવન ભાષા" એ વિષય પર પોતાના શોધપત્રો સંસકૃત ભાષાનાં શુદ્ધોચાર સાથે વાંચી સંભળાવ્યાં હતાં આ ઉપરાંત તેમણે બહેરામપુર, બંગાળ, નાં એક વિદ્વાન જમીનદાર રામ દાસ સેન દ્વારા મોકલવામાં આવેલ દેશભક્તિની સંસ્કૃત કવિતા વાંચી, તેનો ઈંગ્લીશ ભાષામાં શુદ્ધ અનુવાદ કરી ભાવાનુવાદ વાંચી સમજાવ્યો હતો જે સાંભળીને એકત્ર થયેલાં વિશ્વના ઓરિયેન્ટલીસ્ટો (પૌરાત્વજ્ઞો) અત્યંત પ્રભાવિત અને આશ્ચર્ય ચકિત થયાં હતાં. આ દેશભક્તિની કવિતાએ કદાચ શ્યામજીમાં દેશભક્તિની જ્યોતિનો ભારેલો અગની પ્રગટાવ્યો હોવો જોઈએ! 1982 માં, શ્યામજીની બ્રિટિનનાં સર્વોત્કૃષ્ટના અને શ્રીમંતો ની વિશિષ્ટ એમ્પિરે ક્લબ અથવા "સામ્રાજ્ય ક્લબ"નાં માનદ સભ્ય તરીકે સન્માનનિય વરણી કરવામાં આવી હતી. ૧૮૮૩નાં વર્ષમાં શ્યામજીએ બી.એ. ની પરિક્ષા સફળતાપૂર્વક પસાર કરી અને બી.એ.ની પદવી પ્રાપ્ત કરી હતી. અહીં ઇંગ્લેન્ડમાં ઓક્ષફર્ડ ખાતે શ્યામજીએ સફળતા પર સફળતા પ્રાપ્ત કરી તેમજ તેમણે ઘણા વિચારકો, તત્વજ્ઞાની અને વિદ્વાનોનાં સંપર્કમાં આવ્યા હતા. અને તેઓએ ભારતનાં આ પ્રતિભાશાળી યુવાનની ભારે પ્રશંસા કરી હતી. ભારતીય સંસ્કૃતિના જાણકાર અને સંસ્કૃતનાં વિદ્વાન પ્રોફેસર મેક્સ મુલર અને ઓક્સફર્ડ યુનિવર્સિટીના વાઇસ ચાન્સેલર ડો બી જોવેટ્ટ શ્યામજી વિષે અત્યંત ઉચ્ચ માન્યતા ધરાવતાં હતાં. પંડિત શ્યામજી ૧૮૮૩ ના અંત ભાગમાં પોતાનાં ગુરુશ્રી સ્વામિ દયાનંદ સરસ્વતિજીની સમાધીનાં દર્શનાર્થે અને આર્યસમાજની મહાસભામાં ભાગ લેવાં ભારત પરત ફર્યા હતાં અને થોડાં સમય બાદ તેઓ તેમના એમ.એ. નાં અને કાયદા શાસ્ત્રનાં અભ્યાસને સમાપ્ત કરવા માટે પાછા ઓક્ષફર્ડ આવ્યાં હતાં. આ સમયે તેઓ તેમના પત્ની ભાનુમતિજીને સાથે લઈ આવ્યાં હતા. ૧૮૮૪-૧૮૮૫માં શ્યામજીએ પોતાની અનુસ્નાતકની પદવી પ્રાપ્ત કરવાની સાથે તેમણે કાયદાશાસ્ત્રની પરિક્ષામાં પણ ઉત્તિર્ણ થયાં હતાં અને ''ટેમ્પલ ઈન''નાં સભ્ય બન્યાં હતાં. પંડિત ઓક્ષફર્ડ યુનિવર્સિટીમાં પ્રોફેસર મોનિયર-વિલિયમ્સનાં મદદનીશ હોવાથી શ્યામજીએ પ્રોફેસર મોનિયર-વિલિયમ્સનાં ઓક્ષફર્ડ યુનિવર્સિટીમાં ઈન્ડિયન ઈન્સ્ટીટ્યુટની સ્થાપનાં કરવાનાં તેમનાં સ્વપ્નને શાકાર કરવામાં શ્યામજીએ તે યોજનાનાં સંચાલન, દેખરેખ અને સંભાળ લેવામાં પોતાનું મહત્વનું અમુલ્ય યોગદાન પણ અર્પણ કર્યું હતું. જ્યારે આ ઈન્ડિયન ઈન્સ્ટીટ્યુટનાં મકાનનાં બાંધકામનું ખાતમૂહૂર્ત કરવાં માટે હિઝ રોયલ હાઈનેસ ધ પ્રિન્સ ઓફ વેલ્સ આલ્બર્ટ એડ્વર્ડ્સ તારીખ ૨જી મે ૧૮૮૩નાં દિવસે પધાર્યાં હતાં ત્યારે એ વિધી સમયે પ્રોફેસર મોનિયર-વિલિયમ્સે મહારાણી વિક્ટોરિયાનાં પુત્ર 'હિઝ રોયલ હાઈનેસ ધ પ્રિન્સ ઓફ વેલ્સ'ને પંડિત શ્યામજી કૃષ્ણવર્માની ખાસ ઓળખાણ તેમને એક

વિશેષ વ્યક્તિનો દરજ્જો આપીને કરાવવામાં હતી. કદાચ પંડિત શ્યામજી જ એવાં પ્રથમ ભાગ્યશાળી ભારતીય વિદ્વાન હતાં કે જેમને હિઝ રોયલ હાઈનેસ ધ પ્રિન્સ ઓફ વેલ્સ અને બ્રિટનનાં ભાવી સમ્રાટ સાથે હસ્તધનુન કરવાનું આ સૌ પ્રથમ સૌભાગ્ય પ્રાપ્ત થયું હોય! આ પ્રસંગે સ્થાપિત કરવામાં આવેલ તામ્રપત્રના સંસ્કૃત શીલાલેખ અને તેનું ઈંગ્લીશ ભાષાંતરનું લેખન કાર્ય અને તેને તેયાર કરાવવાની જવાબદારી પણ શ્યામજીએ જ નિભાવી હતી. આ તામ્રપત્ર આજે પણ 'ઈન્ડિયન ઈન્સ્ટીટયુટ'નાં મકાનનાં પ્રવેશદ્વારાની અંદર ડાબી ભીંતપર અસ્તિત્વ ધરાવે છે જેનાંપર સંસ્કૃત ભાષામાં ભારતીય પંચાંગની તીથી સાથે લખાણ તેમજ તેનાં ઈંગ્લીશ ભાષાંતરનું લખાણ પણ લખવામાં આવેલ છે.

शालेयं प्राच्यशास्त्राणां ज्ञानोत्तेजनतत्परैः ।
परोपकारिभिः सद्भिः स्थापितार्योपयोगिनी ॥१॥
आल्बर्टेड्वर्डितिख्यातो युवराजो महामनाः ।
राजराजेश्वरीपुत्रस्तत्प्रतिष्ठां व्यधात्स्वयम् ॥२॥
अङ्करामाङ्कचन्द्रेऽब्दे वैशाखस्यासिते दले ।
दशम्यां बुधवारे च वास्तुविधिरभूदिह ॥३॥

ईशानुकम्पया नित्यमार्यविद्या महीयताम् ।
आर्यावर्ताङ्गलभूम्योश्च मिथो मैत्री विवर्धताम् ॥

THIS BUILDING, DEDICATED TO EASTERN SCIENCES, WAS FOUNDED FOR THE USE OF ARYAS (INDIANS & ENGLISHMEN) BY EXCELLENT AND BENEVOLENT MEN DESIROUS OF ENCOURAGING KNOWLEDGE.

THE HIGH MINDED HEIR APPARENT, NAMED ALBERT EDWARD, SON OF THE EMPRESS OF INDIA, HIMSELF PERFORMED THE ACT OF INAUGURATION.

THE CEREMONY OF LAYING THE MEMORIAL STONE TOOK PLACE ON WEDNESDAY, THE 10TH LUNAR DAY OF THE DARK HALF OF THE MONTH OF VAIŚAKHA, IN THE SAMVAT YEAR 1939 (=WEDNESDAY, MAY 2, 1883)

BY THE FAVOUR OF GOD MAY THE LEARNING AND LITERATURE OF INDIA BE EVER HELD IN HONOUR; AND MAY THE MUTUAL FRIENDSHIP OF INDIA AND ENGLAND CONSTANTLY INCREASE.

# જન્મભૂમિની સેવા માટે ભારતમાં પ્રત્યાગમન

ઓક્સફર્ડ વિશ્વવિદ્યાલયમાં માન-સન્માન, પદવીઓ, પ્રશંશા પત્રો અને ધન પ્રાપ્ત કરીને પંડિત શ્યામજી પોતાની પત્ની ભાનુમતિજી સાથે મુંબઈ પાછાં ફર્યાં હતાં. ૧૯મી જાન્યુઆરી ૧૮૮૫નાં દિને મુંબઈ હાયકોર્ટમાં એડવોકેટ તરીકે નોંધણી કારાવીને વકિલાત શરૂ કરી. આ જ સમય દરમિયાન રતલામ રાજ્યનાં નિવૃત્ત થતાં દિવાન રાઉબહાદુર શ્રી હરી દેશમુખ કે જેઓ શ્યામજીને સારી રીતે જાણતા હતાં તેમણે રતલામનાં મહારાજા રણજીતસિંહને પોતાની નિવૃત્તિ બાદ દિવાનપદ પર પંડિત શ્યામજીને નિયુક્ત કરવાં ભલામણ કરી વિનંતી કરી હતી. મહારાજા રણજીતસિંહે પોતાનાં આ કાબેલ અને હોંશિયાર દિવાન શ્રી હરી દેશમુખ ની પસંદગીને માન્યતા આપી શ્યામજીને રતલામ રાજ્યનાં નવાં દિવાન તરીકે નિયુક્ત કરવાં સહમતી આપી હતી. પંડિત શ્યામજીએ રતલામનાં દિવાન તરીકે પોતાનો હોદ્દો તારીખ ૧૯મી ફેબ્રુઆરી ૧૮૮૫નાં દિને સ્વિકાર્યો હતો. શ્યામજીને દિવાનગીરીનો કે રાજકીય નોકરીનો કોઈ અનુભવ ન હતો તેમ છતાં પણ રાઉબહાદુર શ્રી હરી દેશમુખને શ્યામજીની હોશિયારી અને ચતુરતા પર ઘણો જ આત્મવિશ્વાસ હતો. શ્યામજીએ પોતાનાં વડીલ સમાન શ્રી હરી દેશમુખ પાસે રાજવિદ્યાનાં મૂળભૂત પાઠો શીખી લઈને પોતાની આ નવી કારકિર્દીનો શુભારંભ કર્યો હતો. રતલામનાં દિવાન તરીકે રણજીત પેલેસનાં દરબારમાં ઉત્તમ ફરજ બજાવીને રતલામ રાજ્યનાં પુનરોધ્ધાર અને તેની પ્રગતિ કરવામાં પંડિત શ્યામજીએ અમૂલ્ય ફાળો આપ્યો હતો. શ્યામજીએ આંખની બીમારી અને શારિરીક અસ્વસ્થતાને કારણે મે ૧૯૮૮ માં તેના ઉચ્ચપદ પરથી રાજીનામું આપી પાછાં મુંબઈ આવ્યાં હતાં શ્યામજીએ અર્પેલ ઉચ્ચ, અદભૂત અને આદર્શ સેવા બદલ રાજાએ તેમના ઉચ્ચતમ આદર અને કદરનાં સંકેત ચિહ્ન તરીકે રૂ ૩૨,૦૫૨ની મોટી રકમ શ્યામજીને સન્માનપૂર્વક ભેટમાં આપી હતી.

પંડિત શ્યામજીએ થોડો સમય મુંબઈમાં પોતાની સારવાર કરાવી આરામ કર્યો. આ પછી શ્યામજીએ તેમના ગુરુ સ્વામી દયાનંદ સરસ્વતીનાં આર્ય સમાજનાં મુખ્યકાર્યાલયનાં શહેર અજમેરમાં સ્થાયી થવાં સ્થાનાંતર કરવાંનો નિર્ણય કરી અજમેર આવ્યાં હતાં. અહીં તેમણે અજમેરની કોર્ટમાં પોતાની વકિલાત કરવાનું શરૂ કર્યું અને કાળાંતરે તેઓ

લેજીસ્લેટીવ કાઉન્સીલનાં સભ્ય તરીકે પણ ચુંટાઈ આવ્યાં હતાં. અજમેરમાં પંડિત શ્યામજીએ આર્યસમાજનાં પ્રચાર કાર્યો અને પરોપકારીણી મુદ્રણાલયનાં સંચાલન કાર્યમાં મહત્વની ભૂમિકા નિભાવી હતી. ૧૮૯૧નાં વર્ષમાં જ્યારે બ્રિટીશ સરકારે '' એઈજ ઓફ કન્સેન્ટ એકટ'' પસાર કર્યો ત્યારે શ્યામજીએ પણ એક સમાજ સુધારક હોવાં છતાં તેનો વિરોધ કર્યો અને અજમેરમાં મહાસભા ભરીને સભાને સંબોધીત કરી અને આ કાયદાને બ્રિટીશ સરકારની ભારતીય સામાજીક અને ધાર્મિક પરંપરા અને રિવાજમાં દખલગીરી ગણાવીને સખ્ત વિરોધ પ્રદર્શિત કર્યો હતો. આ પ્રસંગ પંડિત શ્યામજીનાં જીવનનો બ્રિટીશ સત્તાસામે અહિંસાત્મક બળવો પોકારવાનાં પ્રથમ પ્રસંગ તરીકે આલેખી શકાય છે. અજમેરમાં તેમણે રતલામ કરતાં પણ મોટી આવક પ્રાપ્ત કરી તેમણે આસ પાસનાં ગામોંમાં ત્રણ કોટન પ્રેસનાં કારખાનાં શરૂ કરી ઔદ્યોગિક રોકાણ કર્યું જેની કાયમી કમાણી તેમના સારાંએ જીવનને સુખમય રીતે સ્વતંત્રતાથી વિતાવવાં માટે પર્યાપ્ત હતી. અજમેરમાં શ્યામજીનો પરિચય તેમનાંથી ઉંમરમાં દશ વર્ષ નાનાં શ્રી હરબિલાસ સારદા નામનાં આર્યસમાજનાં તેજસ્વિ અને ચતુર કાર્યકર્તા સાથે થયો હતો. આ પરિચય તેમની વચ્ચે આજીવનની ગાઢ મૈત્રીમાં પરિણમી ગયો હતો.

શ્યામજીનાં અજમેરનાં વસવાટ દરમ્યાન ત્યાં કલકત્તાનાં પ્રસિદ્ધ કાળીકામાતાનાં મંદિરનાં સંત શ્રી રામકૃષ્ણ પરમહંસનાં પટ્ટશિષ્ય નરેન્દ્રનાથ યાને ભવિષ્યનાં વિશ્વ પ્રખ્યાત સ્વામિ વિવેકાનંદ જ્યારે એક અપરિચિત પરિવ્રાજક તરીકે ભારતમાં પરિભ્રમણ કરી રહ્યાં હતાં ત્યારે તેમનું આગમન તા. ૧૩મી નવેમ્બર ૧૮૯૧નાં દિને અજમેર શહેરમાં થયું હતું. સ્વામિ વિવેકાનંદ પ્રથમ બે દિવસ ચુસ્ત અને પ્રખર વિદ્વાન આર્યસમાજી દિવાન બહાદુર શ્રી હરબિલાસ સારદાનાં ઘરે અતિથી તરીકે રહ્યાં હતાં. હરબિલાસ સારદાને ત્યાંથી સ્વામિ વિવેકાનંદ છાલેસર(અલીગઢ)નાં ઠાકુર મુકંદસિંઘ કે જેઓ ત્યારે અજમેરમાં એમનાં નિવાસ્થાને રહેતાં હતાં તેમેનાં આગ્રહને માન આપી, સ્વામિ વિવેકાનંદ તેમને ત્યાં રહેવાં ગયાં હતાં. સ્વામિ વિવેકાનંદ ઠાકુર મુકંદસિંઘને ત્યાં તા. ૨૫મી નવેમ્બર સુધી રોકાયાં હતાં જે દરમિયાન શ્રી હરબિલાસ સારદા દરરોજ તેમને મળવાં અને ચર્ચા અને ધર્મગોષ્ઠી કરવાં તેમને ત્યાં જતાં હતા. સ્વામિજી પણ શ્રી હરબિલાસ સારદાને ત્યાં આવતાં જતા રહેતાં હતાં. શ્રી હરબિલાસ સારદા સ્વામિ વિવેકાનંદનાં પ્રભાવ અને

ચાતુર્યથી ઘણાં જ પ્રભાવિત થયાં હતાં. સ્વામિ વિવેકાનંદ અજમેરથી બ્યાવર થઈને ગુજરાતનાં પ્રવાસે જવા ઈચ્છુક હતાં આથી તા.૨૫-૧૧-૧૮૯૧નાં રોજ બપોરે હરબિલાસ સારદા સ્વયં તેમને બેવર જતી આગગાડી પર છોડવાં અજમેર સ્ટેશને ગયાં હતાં.. સ્વામિ વિવેકાનંદનાં અજમેરનાં આ પ્રવાસ દરમિયાન પંડિત શ્યામજી પોતાનાં કામાર્થે બહાર ગામ ગયા હોવાને કારણે તેઓ અજમેરમાં ન હતાં. જ્યારે સ્વામિજીની વિદાયનાં બે દિવસ બાદ, એટલે ૨૭મી એ મુંબઈથી અજમેર પાછાં આવ્યાં ત્યારે હરબિલાસ સારદાએ તેમને સ્વામિ વિવેકાનંદ બાબતમાં પ્રશંસા કરતાં વિસ્તારપૂર્વક વાત કરી. હરબિલાસજીની વાતો સાંભળીને પંડિત શ્યામજીને સ્વામિ વિવેકાનંદને મળવાની ઉત્કંઠા ઉદભવી હતી. ભાગ્યોવસાત, પંડિત શ્યામજી બીજા જ દિવસે એટલે ૨૮મી એ પોતાનાં ધંધાર્થે બ્યાવર જવાનાં જ હતાં કારણકે ત્યાં એમની રાજપુતાના કોટન પ્રેસ નામની રૂનાં જીનનાં કારખાનાની પેઢી ચલતી હતી. આ રીતે તા. ૨૮મી નવેમ્બર ૧૮૯૧નાં દિને પંડિત શ્યામજીની પ્રથમ ઐતિહાસિક ભેટ સ્વામિ વિવેકાનંદ સાથે બ્યાવર(Beawar)માં થઈ હતી. ''જ્ઞાનીસે જ્ઞાની મિલે કરે બાતમ બાત''  કહેવતનાં યથાર્થ મુજબ આ બન્ને વિદ્વાન મહાપુરુષોનાં મિલન દરમિયાન સાર્થક સંવાદો થયાં જ હશે. સ્વામિ વિવેકાનંદ પંડિત શ્યામજીની વિદ્વત્તાથી એવાં પ્રભાવિત થયાં કે તેઓ શ્યામજીનાં અજમેર પાછાં આવી થોડો સમય તેમેની સાથે વિતાવવાનાં પ્રસ્તાવ અને આમંત્રણની અવગણના કરી શક્યાં નહીં. અજમેરથી નીકળી ગુજરાત થઈ મુંબઈ જવા રવાનાં થયેલાં સ્વામિ વિવેકાનંદને પંડિત શ્યામજી કૃષ્ણવર્મા બેવરથી અજમેર તા ૨૯મી નવેમ્બર ૧૮૯૧નાં દિને સાથે લઈને બધાંનાં આશ્ચર્ય વચ્ચે પાછાં ફર્યાં. શ્રી હરબિલાસ સારદાની રોજનીશી અને પુસ્તક મુજબ સ્વામિ વિવેકાનંદ પંડિત શ્યામજીને ત્યાં લગભગ બે અઠવાડિયાં રહ્યા હતાં.  શ્રી હરબિલાસ સારદાનાં સંસ્મરણો મુજબ તેઓ દરરોજ શ્યામજીનાં ઘરે સ્વામિ વિવેકાનંદને મળવાં જતાં હતાં અને ત્રણે વચ્ચે ધર્મ, સમાજશાસ્ત્ર, રાજનીતિ, સાહિત્ય અને તત્વજ્ઞાનનાં વિષયો પર ચર્ચા થતી હતી. તા. ૧૨મી ડિસેમ્બર ૧૮૯૧ની રોજનીશીમાં હરબિલાસ સારદાએ લખ્યું છે કે, '' શ્યામજી કૃષ્ણવર્માને ઘરે ગયો અને તેમની તથા સ્વામિ વિવેકાનંદની સાથે પગપાળાં એક લાંબી લટાર મારવાં નિકળ્યાં. રસ્તે વિવિધ વિષયો પર ચર્ચા કરી અને ખાસ કરીને ''માલ્થુસિયનિઝમ'' અને

સંન્યાસીનાં પૈસા ન સ્વિકારવાનાં નિયમ સંબંધમાં ચર્ચા થઈ ત્યારે શ્યામજી એ પ્રથાની વિરુદ્ધ હતાં જ્યારે સ્વામિ વિવેકાનંદ તેનો બચાવ કરતાં હતાં. શ્યામજીએ ઉલ્લેખ કર્યો હતો કે સ્વામિ દયાનંદે એ પ્રથાને થોડી બદલીને તેમને પોતાનું મંતવ્ય સખત સ્તરે લીધું હતું. દિવાન બહાદુર શ્રી હરબિલાસ સારદાએ પોતાનાં સંસ્મરણોનાં પુસ્તકમાં ચોવીશમાં પાનાં પર પંડિત શ્યામજી અને સ્વામિ વિવેકાનંદનાં જ્ઞાન અને વિદ્વત્તાની તુલના કરતાં પોતાનો અભિપ્રાય આપતાં લખ્યું છે કે,'' શ્યામજી તેમનાં (સ્વામિ વિવેકાનંદનાં) કરતાં સામાન્યરીતે ભણતરમાં તદોપરાંત હિંદુશાસ્ત્રનાં જ્ઞાનમાં પણ ઘણાંજ ચડિયાતાં હતાં.'' આ હરબિલાસ સારદા જેવાં વિદ્વાનનો અભિપ્રાય શ્યામજીની અદ્વિતિય વિદ્વત્તા અને તેમનાં વિશાળ જ્ઞાનને સમર્થન આપે છે. પંડિત શ્યામજી સ્વામિ વિવેકાનંદ કરતાં ઉમરમાં મત્ર છ વર્ષ મોટાં હતાં છતાં પંડિત શ્યામજીનાં જીવનનાં અનુભવો અને ભણતર સ્વામિ વિવેકાનંદ કરતાં ઘણાં વિશેષ હતાં. પંડિત શ્યામજી તો સંસ્કૃત, કાયદાઅભ્યાસ, લેટિન ભાષા, ઈશ્વરજ્ઞાન, વેદાભ્યાસ અને અન્ય વિષયોમાં ભારત અને ઈંગ્લંડમાં અભ્યાસ કરી તેમાં પ્રવિણતા પ્રાપ્ત કરીને વિશ્વસન્માન અને પ્રસિદ્ધિ હાંસલ કરી વિદ્વતા પામી ચુક્યા હતાં જ્યારે એ સમયે સ્વામિ વિવેકાનંદજી એક ઉગતાં તારાં હતાં. સ્વામિ વિવેકાનંદજીનાં પંડિત શ્યામજી સાથેનાં આ પ્રથમ સત્સંગથી તેઓ પ્રેરણા, જ્ઞાન, સલાહ અને માર્ગદર્શન જરૂર પામ્યાં જ હશે. બન્ને મહાન ધર્મ પ્રચારક, રાષ્ટ્રવાદી રાષ્ટ્રપ્રેમીઓનું આ મિલનને એક ઐતિહાસિક મિલન આલેખી શકાય કારણકે સ્વામિ વિવેકાનંદનાં ભારત ભ્રમણ દરમિયાન અને ગુજરાત કે મુંબઇ રાજ્યનાં વિસ્તારમાં પ્રવેશ કરવાં પહેલાં તેમને મળનારાં પ્રથમ વિદ્વાન ગુજરાતી મુંબઈકર પંડિત શ્યામજી કૃષ્ણવર્મા હતાં અને આ સંપર્કને કારણે જ સ્વામિ  વિવેકાનંદ મુંબઈમા પંડિત શ્યામજીનાં ધનાઢ્ય સસરાં શેઠ છબીલદાસ લાલુભાઈ અને તેમનાં મિત્ર અને સાળાં રામદાસ છબીલદાસનાં અતિથી બન્યાં હતાં. સ્વામિ વિવેકાનંદ જુલાઈ ૧૮૯૨માં મુંબઈ પધાર્યાં હતાં. બાબુ હરિદાસ ચેટરજીનાં ભાઈનું પ્રારંભિક આતિથ્ય પામ્યાં બાદ સ્વામિજીએ શેઠ છબીલદાસ અને બરિસ્ટર રામદાસનું આતિથ્યનો સ્વિકાર કરી તેમનાં સમુદ્ર તટ પર આવેલ ભવ્ય અને વિશાળ મકાન 'સમુદ્ર વિલા' નેપ્યન્સી રોડ [દોરાબ શાહ લેઈન] માં લગભગ બે મહિથી વધુ રોકાયાં હતાં. ધર્મપરાયણ અને ચુસ્ત આર્યસમાજી શેઠ છબીલદાસ લાલુભાઈનાં

કુટુંબનાં આતિથ્યભાવ લહાવો લેનારા મહાન ધર્માત્માઓમાં સ્વામિ વિવેકાનંદનો ક્રમાંક સ્વામિ દયાનંદ પછી દ્વિતીય હતો. સ્વામિજીએ  જુનાગઢના દિવાનને ૨૨મી ઓગસ્ટનાં લખેલ પત્ર અનુસાર સ્વાંમિજી શેઠના આતિથ્યભાવથી અત્યંત પ્રસન્ન હતાં તદોપરાંત તેઓ શેઠ છબિલદાસનાં કૌટુંબિક પુસ્તક સંગ્રહાલયનાં અમૂલ્ય અને અલભ્ય વેદીક શાસ્ત્રનાં સંસ્કૃત ગ્રંથોનાં સંગ્રહ્થી ઘણાં પ્રભાવિત, અતિ પ્રસન્ન અને એનું અધ્યયન કરવાં ઘણાં આતુર હતાં. તેઓ આ ગ્રંથોનું અધ્યયન કરવાનો અવસર ચુકવાં માંગતાં ન હતાં કારણ કે આવાં ગ્રંથો બીજે ક્યાંયે મળવાની શક્યતા ન હતી.  રામદાસ પણ સંકૃત ભાષા અને શાસ્ત્રોનાં જ્ઞાતા હતા આથી સ્વામિજીને તેમની સાથે ચર્ચા અને વિચારવિનીમયનો અલભ્ય મોકો મળ્યો હતો. સ્વામિજીનાં મુંબઈમાં રોકાણ દરમિયાન પંડિત શ્યામજી પણ અજમેરથી આવીને થોડો સમય સાથે રહ્યાં હતાં આમ સ્વામિજી અને પંડિત શ્યામજી સાથે વધુ સમય વિતાવવાનો અને ચર્ચા, વિચારણા, અધ્યયન અને જ્ઞાન પ્રાપ્તિનો બીજો મોકો પણ મળ્યો હતો. જ્યારે સ્વામિજી પુનાનાં પ્રવાસે નિકળ્યાં ત્યારે તેમને વી.ટી .સ્ટેશન પર મુકવા માટે રામદાસ અને પંડિત શ્યામજી ગયાં હતાં જ્યાં દેશભક્ત લોકમાન્ય બાળગંગાધર તિળકની આકસ્મિક મુલાકત અને પરિચય થયો હતો. રામદાસ અને શ્યામજીએ સ્વામિજીને પુનામાં તિળકજીનાં જ ઘરે રહેવા જણાવ્યું હતું.

દક્ષિણ ભારતની પરિક્રમા કર્યા બાદ વિશ્વધર્મ પરિષદ, શિકાગો, માં ભાગલેવાં માટે પ્રયાણ કરવાં  સ્વામિ વિવેકાનંદ મે ૧૮૯૩ દરમિયાન મુંબઈ શેઠ છબીલદાસ લાલુભાઈને ત્યાં આવ્યાં અને તેમની સાથે એસ. એસ. પેનિન્સુલર નામનાં જહાજમાં જાપાન અને ચીન માર્ગે અમેરીકા જવાં તા ૩૧મી મે ૧૮૯૩ નાં શુભદિને પ્રસ્થાન કર્યું. શેઠ છબીલદાસ લાલુભાઈ સ્વામિજીની સાથે મુંબઈથી બોસ્ટ્ન સુધી સાથે જ હોવાનો ઉલ્લેખ મળે છે. એનાં ઉપરથી એ વાત સિદ્ધ થાય છે કે શેઠ છબીલદાસ સ્વામિજીનાં સંગાથે વિશ્વધર્મોની પરિષદમાં ભાગ લેવાં સાથે ગયા હતાં પણ ત્યાં ગયા બાદ મહાસભાની  નિશ્ચિત તારીખ બે મહિના પછી હોવાને કારણે તેઓ પોતાનાં ધંધાકીય કાર્યોને લીધે લાંબો સમય રોકાય શકવાની શક્યતા ન જણાતાં તેઓ બોસ્ટન સુધી સ્વામિજીની સાથે રહ્યાં અને ત્યારબાદ તેઓ ઈગ્લંડ થઈને ભારત આવતાં પહેલાં સ્વામિજીને જ્યારે પણ પૈસાની જરૂર પડે ત્યારે તુરંત તેમની લંડન ઓફીસે તાર કરી

પેસા મંગાવવાનું સુચન કરી અને વ્યવસ્થા પણ કર્તા આવ્યાં હતાં. જે સુચવે છે કે સ્વામિજીની અમેરીકાના પ્રવાસ માટેનાં ભંડોળમાં શેઠ છબીલદાસ અને શ્યામજીનીનાં મૌલિક અને આર્થિક સહકાર અને મદદ હોવાની  શક્યતાને કોઈ લેખીત પુરાવા પ્રાપ્ય ન હોવા છતાં નકારી શકાય એમ નથી.

શિકાગોની વિશ્વધર્મોની પરિષદમાં આર્ય કે હિંદુ ધર્મની ધજાને સર્વોચ્ચ સ્થાને લહેરાવી સારાં એ અમેરીકા અને વિશ્વમાં આર્યધર્મ અને સંસ્કૃતિની જય જયકાર મચાવી સ્વામિ વિવેકાનંદ ઓગસ્ટ ૧૮૯૫માં ઈંગ્લંડ આવ્યાં હતાં જે સમયે શ્યામજી ભારતમાં જ હતાં પરંતુ  સ્વામિજીનાં જુલાઈ-ઓગસ્ટ ૧૮૯૯નાં બીજાં પ્રવાસ દરમિયાન શ્યામજી લંડનમાં સ્થાયી થયાં હતાં જે સમય દરમિયાન શ્યામજી અને સ્વામિજીનો મેળાપ ન થયો હોય એ અશક્ય છે. આ ઉપરાંત સ્વામિજી અને મેક્સ મુલર વચ્ચે સંબંધોની સ્થાપના અને ઓક્ષફર્ડ યુનિવર્સિટીંમાં સ્વામિજીનાં ભાષણોનાં આયોજનમાં શ્યામજીનાં સંપર્કો અને સહકારની અવશ્ય શક્યતા હોય શકે છે કારણકે શ્યામજીને મેક્સ મુલર સાથે અને ઑક્ષફર્ડ વિશ્વવિદ્યાલયનાં ઉચ્ચ અધિકારીઓ સાથે ગાઢ સંબંધો હતા. સમગ્ર રીતે જોતાં, પંડિત શ્યામજી અને સ્વામિ વિવેકાનંદની પ્રથમ મુલાકાત સ્વામિ વિવેકાનંદજીનાં જીવનમા શુભદાયી અને લાભદાયી બની રહી હોવાનાં નિવેદનને સાર્થક અને સત્ય આલેખી શકાય.

અજમેરમાં થોડાં વર્ષો વિતાવ્યાં બાદ શ્યામજીએ ઉદેપુરનાં દરબારનાં દિવાનનું ઉચ્ચપદ સંભાળ્યું અને ત્યાં એક બાહોશ, સફળ અને કુશળ દિવાન તરીકે પોતાની ફરજ બજાવી હતી. શ્યામજીનાં કાર્યથી મહારાજા ફતેહસિંહ અત્યંત પ્રભાવીત અને સંતુષ્ટ હતાં અને તેમને શ્યામજી પ્રત્યે બહુમાન હતું. ૧૮૯૫ માં શ્યામજીને દોઢા પગારની દરખાસ્ત મળતાં તેમણે ઉદેપુરનાં દિવાન પદનો ત્યાગ કરી જુનાગઢનાં મુસ્લીમ નવાબનાં રાજ્યનાં દિવાન તરીકેનું પદ સંભાળ્યું. પરંતુ બ્રિટિશ એજન્ટ દખલગીરીનો કડવો અનુભવ, અંગ્રેજ મિત્રનો વિશ્વાસઘાત અને નવાબનું ઐયાશી ભર્યું જીવન, સ્વછંદતા અને શાશન પ્રત્યેની તેમની અરૂચી અને બેદરકારી તેમજ તેમનાં જુના દરબારીઓની ચાપલુસી અને શડયંત્રોને કારણે શ્યામજીએ ટુંકા સમયમાં જ દિવાન પદ છોડવું પડયું

હતું. આ બનાવે શ્યામજીનાં બ્રિટિશ શાસન અને ન્યાય પ્રત્યેનો વિશ્વાસ હચમચી ગયો હતો. જુનાગઢ છોડીને પંડિત શ્યામજી  ફરી  ઉદેપુર આવ્યાં હતાં કારણ કે ઉદેપુરનાં મહારાજા ફતેહસિંહ શ્યામજીનાં કામોથી અને હોંશિયારીથી અતિ પ્રસન્ન થયેલાં હતાં અને તેમણે જ્યારે શ્યામજી દિવાનગીરી છોડીને જુનાગઢ ગયાં હતાં ત્યારે તેમને ગમે ત્યારે ફરી પાછાં આવી તેમનાં દિવાનપદનો સ્વિકારવાં આગ્રહ કર્યો હતો. શ્યામજીને ઉદેપુરનાં દરબારનાં દિવાનનું પદ પાછું આપવાંનાં મહારાજા ફતેહસિંહનાં નિર્ણય સામે બ્રિટીશ સરકારનાં પોલીટીકલ એજન્ટ તરીકે ફરજ બજાવતાં મિ. વિલીયમ હટ્ટ કર્ઝન વાઈલીએ વિરોધ કરી વિઘ્નો ઉભા કરવા પ્રયત્નો કર્યાં હતાં પરંતુ સ્વમાની અને સ્વાભિમાની મહારાજાએ પોતાનો નિર્ણયને સર્વોપરી બતાવી અડગ અને મક્કમ રહ્યાં હતાં. આ એજ સર વિલીયમ કરઝન વાયલી હતાં જેમની રાજકીય હત્યા ક્રાંતિવીર હુતાત્મા મદનલાલ ધિંગરાએ ૧૯૦૯ માં લંડનમાં કરી હતી. શ્યામજીએ મહારાજા ફતેહસિંહનાં દરબારમાં ૧૮૯૭ સુધી પોતાની ફરજ બજાવી હતી.

ભારતમાં તેમના રોકાણ દરમિયાન શ્યામજી પ્રખર રાષ્ટ્રવાદી નેતા, લોકમાન્ય ટિળકથી ઘણાંજ  પ્રભાવિત થયા હતા. તેમણે પુખ્ત વયની સમ્મતિનાં બિલનાં વિવાદ સામેનાં આંદોલનમાં પોતાનો સહકાર અને ટેકો આપ્યો હતો અને તેનો વિરોધ કરવાં સભાનું આયોજન કરી પ્રજાને સંબોધન પણ કર્યું હતું. આ પ્રસંગે શ્યામજીને આગામી દાયકામાં રાષ્ટ્રવાદી ચળવળ કરવાની પ્રેરણા આપી હતી અને તિલક સાથે ખૂબ મૈત્રીપૂર્ણ સંબંધ શરૂઆત કરી હતી. કોંગ્રેસ પક્ષના ડરપોક અને નિરર્થક સહકારી નીતિમાં શ્યામજીને કોઈ રુચી ન હતી. શ્યામજી દ્રઢ પણે માનતાં હતાં કે કોંગ્રેસની અરજકર્તા, આજીજી અને પ્રાર્થના કરતી, વિરોધ પ્રદર્શન કરતી, સહયોગ અને સહકાર આપતી નીતિ ભારતીય રાષ્ટ્રવાદ અને સ્વાભિમાની દેશ ભક્તોનાં આત્મસન્માન માટે અણછાજતું અને શરમજનક છે કારણ કે કોંગ્રેસ પક્ષ દ્વારા અપનાવવામાં આવતી અણછાજતી  "રાજકીય ભિક્ષા" ની નીતિએ ભારતનાં શિક્ષિત યુવાનોની ધીરજ અને મર્યાદા હદ ઓળંગી ગઈ હતી જેને કારણે ભારતનો યુવાસમાજ મહદ અંશે ગુસ્સાથી  કોપાયમાન બન્યો હતો.

૧૮૯૬-૯૭માં બ્રિટિશ સરકાર દ્વારા ભારતીયો પર પૂના માં પ્લેગ કટોકટી દરમિયાન લાદવામાં આવેલ બંધી અને બ્રિટીશ સરકારનાં અમાનવીય અત્યાચારોથી શ્યામજીને આઘાત લાગ્યો હતો અને તેઓ અતિ વ્યથીત, ચિંતીત અને સ્તબ્ધ થઈ ગયાં હતાં.. ચાફેકર ભાઈઓ અને રાષ્ટ્રવાદિ તિળક દ્વારા લેવામાં આવેલ સખત રાષ્ટ્રવાદી વલણને પંડિત શ્યામજીએ સંપૂર્ણ સમર્થન આપ્યું હતું. ૨૦ મી જૂન, ૧૮૯૭ ના રોજ પ્લેગનાં રોગચાળા દરમિયાન ચાફેકર બંધુઓએ પુણે ના જુલમી કમિશનર મિસ્ટર રેન્ડ અને તેમના લેફ્ટનન્ટ અયેર્સ્ટની. રાજકીય હત્યા કરી. શ્યામજી ઉદયપુર દિવાન હતા ત્યારે દામોદરને છુપાવેશમાં એક અંગરક્ષક તરીકે નોકરીએ રાખીને શસ્ત્ર ચલાવવાની તાલીમ આપવા માટે બાલ ગંગાધર તિલકે ભલામણ કરી દામોદર ચાફેકરને શસ્ત્ર શિક્ષાની તાલીમ માટે ઉદૈપુર મોકલ્યો હતો. આથી દામોદર ચાફેકર પણ શ્યામજી સાથે ગાઢ પરિચયમાં આવ્યો હતો. મિસ્ટર રેન્ડ અને અયેર્સ્ટની હત્યા પછી બ્રિટીશ સરકારી સત્તાધીશો અત્યંત સખત અને દમનકારી બન્યા હતાં. તેમણે તિલક જેવા મોટાં રાજનેતાને પણ અદાલતની સુનવણી કર્યાં વિના જેલનાં સળીયાં પાછળ ધકેલી દેવામાં આવ્યાં હતાં. શ્યામજીને પોતાનું ભવિષ્ય પણ તિળકજીની માફક જેલનાં સળીયાં પાછળ ધકેલાય જવાની શક્યતાનાં અણસાર થઈ ગયાં હતાં.. હવે તેમને આ રાજકીય સંઘર્ષનાં વમળોની આબોહવામાં ભારતમાં રહેવું ઘણુંજ ભયાવહ જણાતું હતું. આ કારણે શ્યામજીએ પોતાનાં ભવિષ્યની યોજનાનો વિચાર કરી પોતાની અતિલાભદાયક અને મોભ્ભાભેરની દિવાનગી અને ધખમખતા વેપારને છોડી તુરંત લંડનનાં સ્વતંત્ર વાતાવરણંમાં સ્થાયી થઈને ભારતની સ્વતંત્રતા માટે ચળવળ શરૂ કરવાનો દ્રઢ નિશ્ચય કરી એકાએક ભારત છોડીને ભાનુમતિજી સાથે ઇંગ્લંડ ચાલ્યાં ગયાં હતાં. શ્યામજીએ વિદેશમાં રહી લડાઈ હાથ ધરવાનો અને બ્રિટિશ શાસનનાં નિરંકુશ શોષણ અને દમનકારી નીતિને વિશ્વજનો સમક્ષ ઉઘાડી પાડી તેમનાં વિરોધમાં સખત પ્રચાર શરૂ કરવા માટે અને ભારતની સ્વતંત્રતા માટે ઇંગ્લેન્ડ અને યુરોપમાં પ્રચાર પ્રસાર કરવાંનો દ્રઢ સંકલ્પ કર્યો હતો. આ રીતે શ્યામજીએ ભારતની મુક્તિ માટે સક્રિય અને અવિરત કામ કરવાનાં દ્રઢ નિર્ણય અને નિશ્ચય સાથે પોતાની જન્મભૂમિ છોડી દીધી હતી. હવે ભારતનાં નવ યુવાન પુત્રો અને પુત્રીઓને કેળવણિ, પ્રેરણા અને માર્ગદર્શન આપી તેમને માતૃભૂમિ અને જન્મભૂમિની સ્વાતંત્રતા માટે લડવાં પ્રોત્સાહિત કરવાનો જ એક માત્ર વ્યાપાર અને ધ્યેય શ્યામજીનાં મસ્તિષ્કમાં ઘુમી રહ્યાં હતાં. શ્યામજીએ તેમના બધા પૈસા, સમય, શક્તિને માતૃભૂમિની નિઃસ્વાર્થ સેવામાં સમર્પિત કરવાનું નક્કી કરી લંડનનાં મૂક્ત વાતાવરણમાં પોતાના અભિયાનની શરૂઆત કરી હતી.

# જન્મભૂમિની સ્વતંત્રતા માટે સ્વાતંત્ર્ય સંગ્રામ ખેલવાં ઈંગ્લેન્ડમાં પ્રત્યાગમન

ઈંગ્લંન્ડ આવ્યાં બાદ શ્યામજી અને ભાનુમતિજી થોડાં સમય માટે ગોપનીય સ્થાનો પર નિવાસ કર્યો હતો. પંડિત શ્યામજીએ તા. ૧૫મી ફેબ્રુઆરી ૧૮૯૮નાં રોજ અજમેરનાં મેજીસ્ટ્રેટ વેહી દયાલ અને રાજપુતાના અને આર્યન કોટન પ્રેસ કંપનીનાં તંત્રી સમક્ષ સહી કરેલ વસિયતનામું એ વાતનું સમર્થન કરે છે કે શ્યામજી ઈંગ્લંડથી ફરી પાછાં ગુપ્તરીતે ભારત ટુંક સમય માટે ૧૮૯૮નાં વર્ષની શરૂઆતમાં પોતાની માલ મિલ્કતની વ્યવસ્થા કરવાં એકલાં આવ્યાં હતાં અને ભાનુમતિજી એસ. એફ મોનિયર-વિલીયમ્સ સાથે ધ કોટેજ, હેરશામ, વોલ્ટન ઓન થેઈમ્સનાં સરનામે રહ્યા હતાં. શ્યામજીએ કરેલ આ વસિયતનામામાં તેમાંનાં પિતાને (૧૨૦૦ રૂપિયા), કાકા, મામા, વિધવા મામી અને બે માસીઓ દર વર્ષે પોતાની કંપનીની આવકમાંથી મુકરર રકમ મોકલવાનો પ્રબંધ પણ કર્યો હતો. જે સુચવે છે કે શ્યામજીએ પોતાનાં પિતા, કુટુંબીજનો તેમજ પોતાનાં મોસાળિયાઓને આર્થિક સહાય રૂપે કાયમી આવક્નો પ્રબંધ કર્યો હતો.

લંડનમાં શ્યામજી અને ભાનુમતિજી પ્રથમ ઈનર ટેમ્પલનાં રહેઠાણ ચેમ્બરંમાં ૧૩, કિંગ્સ બેન્ચ વોક, ટેમ્પ્લ ઈન, નામના સરનામે રહેતાં હતા. શ્યામજીએ અહીં હર્બર્ટ સ્પેંસરના સાહિત્ય અને સ્વતંત્રતા હિમાયત કરનારાં અન્ય નામાંકિત લેખકો ના વિચારોનો ગહન અભ્યાસ કરવાં માટે અને ભારતીય વિદ્યાર્થીઓનો સંપર્ક સ્થાપિત કરવા માટે તેમના બાકીનાં સમયનો ઉપયોગ કર્યો હતો. તેઓ ૧૯૦૦ની શરુઆત સુધી અહીં રોકાયા હતાં. પંડિત શ્યામજી આ ટેમ્પ્લ ઈનની વ્યાવસાયિક સંસ્થા ના સભ્ય હોવાને લીધે ઈનર ટેમ્પ્લર લાઇબ્રેરીનો બહોળો ઉપયોગ કરી સ્વતંત્રતાનાં વિષય પર ઊંડુ તત્વજ્ઞાન પ્રાપ્ત કર્યું હતું. આ ઉપરાંત બ્રિટન ખાતે વધુ અભ્યાસાર્થે આવેલાં વિદ્યાર્થિઓને સંપર્ક સાધીને તેમને ભારતીય સ્વતંત્રતાનાં અભિયાનમાં સહભાગી બનવાં પ્રોત્સાહિત કર્યાં. આ ઉપરાંત પંડિત શ્યામજીએ ભારતીય સ્વતંતતાને સમર્થન કરનારાં બ્રિટીશ, આયરીશ અને અન્ય લોકો આથે સંબંધો અને મિત્રાચારી સ્થાપિત કર્યાં હતાં. પંડિત શ્યામજીએ ૧૯૦૦નાં

વર્ષમાં લંડનનાં રળિયામણાં વિસ્તારમાં એક વૈભવી મકાન ખરિદ્યું અને ૧૩, કિંગ્સ બેન્ચ વોક, , ટેમ્પ્લ ઈન, માંથી ઈ.સ. ૧૯૦૦માં સ્તાનાંતર કરી ૯, કવિન્સ વૂડ એવેન્યુ, હાઈગેટ ( હાલનું સરનામું ૬૦, મસ્વેલ હીલ રોડ, , હાઈગેટ, લંડન N10 3IR)ના સરનામે રહેવાં માટે આવ્યાં હતાં. ભારતીય સ્વતંત્રતાનાં ઈતિહાસમાં આ મકાન ભારત બહાર ભારતીય સ્વાતંત્ર્ય સંગ્રામનું મુખ્ય કેન્દ્ર અને ભારતના તમામ રાજકીય નેતાઓ માટે આવકાર, આધાર અને આશ્રય સ્થાન બની ગયું હતું. ગાંધીજી, લેનિન, તિલક, લાલા લજપરાય જેવાં અનેક નેતાઓ તેમજ અનેક આયરીશ અને બ્રિટીશ નેતાઓ પણ ભારતીય સ્વતંત્રતાની ચળવળ માટે ચર્ચા અને યોજના કરવા માટે આ ઘરની નિરંતર મુલાકાત લેતાં હતાં.. શ્યામજી ભારતીય કોંગ્રેસનાં મોટાંભાગનાં કાર્યો, પ્રવૃત્તિઓ અને પગલાંઓ સાથે સંમત ન હતાં કારણકે કોંગ્રેસ સંસ્થા મોટે ભાગે બ્રિટીશ સરકારનાં ખાંધીયાં મિસ્ટર હ્યુમ, મિસ્ટર વોડનબર્ન જેવાં બ્રિટીશ અને એંગ્લો-ઈન્ડિયનોની નેતાગીરી તેમજ સંચાલનમાં અને તેમનાં સાથીદાર ભારતીય ખાંધીયાઓ દ્વારા બ્રિટીશ સરકારનાં પ્રભાવમાં ચલાવવામાં આવતી હતી. કોંગ્રેસની ગતિવિધીઓ પર ચાંપતી નજર રાખવાં ક્યારેક સભાઓમાં પંડિત શ્યામજી એક સામાન્ય પ્રેક્ષક તરીકે ઉપસ્થિત રહેતાં હતાં. પંડિત શ્યામજી શરૂઆતથી જ કોંગ્રેસનાં કાર્યશૈલીથી પ્રભાવિત ન હતાં અને તેનાં સભ્ય બની અંગ્રેજ સરકારની ચાપલુસી કરવામાં તેમને કોય રસ ન હતો આથી તેમણે શ્રી દાદાભાઈ નવરોજજી સાથે ગાઢ સંબંધ હોવાં છતાં કદી ભારતીય કોંગ્રેસનાં સભ્ય બન્યાં ન હતાં. પંડિત શ્યામજીનો આત્મા એક એવાં નેતાનો આત્મા હતો કે જે પોતાની ક્ષમતા અને આત્મબળ પર સ્વતંત્ર રીતે રાજનેતા બનવાં માટે જ સર્જાયેલો હતો. શ્યામજી એ બ્રિટનનાં એવાં વ્યક્તિ વિશેષો સાથે પોતાનાં સંબંધો સર્જીત કરી તેને વિકશીત કર્યાં હતાં કે જે વ્યક્તિઓ સ્વાતંત્ર્યસિદ્ધાંતવાદી, અદ્યતન વિચાવાદી, મુક્ત વિચારવાદી, સ્વાતંત્ર્યપ્રિય, ભારતપ્રેમી, અને ઉદારમતવાદી વિચારો ધરાવનારાં હતાં. સોશિયલ ડેમોક્રેટ્સ અને બ્રિટિશ સમાજવાદીઓ, આયરિશ રિપબ્લિકન પાર્ટીનાં ઘણા વ્યક્તિઓ સાથે તેમને અતિ ગાઢ સંબંધો હતાં. આ ઉપરાંત વિશ્વમાં કોઈપણ ખૂણે સ્વાતંત્ર્ય માટે લડી રહ્યાં હોય તેવાં તમામ વ્યક્તિઓ સાથે સંપર્ક અને સહયોગ પ્રસ્થાપિત કરવાં શ્યામજી નિરંતર પ્રયાસ કરતાં હતાં. ૧૮૯૮માં જ્યારે સર્વ અભિપ્રાયોની સ્વતંત્રતાનાં

આંદોલનકારીઓ પરનાં બ્રિટીશ પોલીસનાં હુમલા અને તેનાં અત્યાચારો સામે વિરોધ પ્રગટ કરવાં ''ફ્રી પ્રેસ ડિફેન્સ કમિટી''ની રચના કરવામાં આવી હતી ત્યારે આ સંસ્થાની સમીતીને શ્યામજીએ તેના ભંડોળમાં ઉદારતાથી દાન આપી તેનાં સભ્ય પણ બન્યાં હતાં. આજ વર્ષે પંડિત શ્યામજીએ ઈનર ટેમ્પ્લરમાં કાયદાનાં અભ્યાસ માટે લંડન આવેલા સરદાર્સિંહ રાણાનાં વિચારોમાં પરિવર્તન લાવી તેમને ભારતની સ્વતંત્રતા માટે લડવાની પ્રેરણા આપી હતી અને કાળાંતરે સરદાર્સિંહ રાણા પંડિત શ્યામજીનાં પટ્ટશિષ્ય, સ્વાતંત્ર્ય લડવૈયા અને શ્યામજીનો જંમણો હાથ બની ગયાં હતાં.

૧૮૯૯ જ્યારે સાઉથ આફ્રિકામાં બોઅરનું નાનું સ્વતંત્ર રાષ્ટ્ર તેમના જ અસ્તિત્વ અને સ્વતંત્રતા માટે બ્રિટીશ સરકાર સામે લડાઇ લડી રહ્યું હતું ત્યારે આ બોઅર યુદ્ધમાં નતાલનાં વકીલ મોહનદાસ ગાંધીએ બ્રિટિશ સરકારને ટેકો અને સહાય આપવા બદલ શ્યામજીએ તેમની સખત શબ્દોમાં ટીકા કરી હતી. શ્યામજીએ આ સમય દરમિયાન કેટલાંક પ્રગતિશીલ અને સહાનુભૂતિશીલ બ્રિટીશ લોકોનો સહયોગ અને મદદ પ્રાપ્ત કરવાં  લંડનનાં હાઇડ પાર્કનાં સ્વતંત્ર અને મૂક્ત વાતાવરણમાં ભારતની અને અન્ય પરતંત્ર દેશોની સ્વતંત્રતા માટે બ્રિટીશ સરકાર અને સામ્રાજ્યવાદ સામે જલદ વાણીમાં નિયમિત પ્રવચનો આપવાનું પણ શરૂ કર્યું હતું. એક દિવસ શ્યામજીનાં આ  'ફાયર બ્રાન્ડ' ભાષણે ત્યાંથી પસારથતી એક ભારતીય મહિલાનાં હ્રદયમાં દેશભક્તિની જ્વાળાને ભડકાવી મૂકી. આ ભારતીય મહિલા બીજાં કોઈ નહિ પણ પારસી જ્ઞાતિનાં ભિખાઈજી રુસ્તમજી કામા હતાં કે જે ભવિષ્યમાં પંડિત શ્યામજીનાં મુખ્ય શિષ્ય અને ડાબો હાથ બની સમાજવાદીઓનાં વિશ્વમંચ પર ભારતની સ્વતંત્રતાનો સર્વપ્રથમ ધ્વજ ફરકાવવાનાં અને '' મધર ઓફ ઈન્ડિયન રિવોલ્યુશન'' એટલે ભારતીય ક્રાંતિવીરોની માતાનો  ખિતાબ પ્રાપ્ત કરવાનાં હતાં.

પંડિત શ્યામજી બ્રિટનના મહાન સમાજશાસ્ત્રી હર્બર્ટ સ્પેન્સરનાં તત્વજ્ઞાન અને તેમનાં સ્વતંત્રતાનાં વિચારોથી અતિ મુગ્ધ અને પ્રભાવિત હતાં અને તેમનાં પુસ્તકોનો શ્યામજીએ ગહન અભ્યાસ પણ કર્યો હતો. હર્બર્ટ સ્પેન્સરને સ્વામિ દયાનંદ સરસ્વતિની જેમ પંડિત શ્યામજી પોતાનાં ગુરુ માનતા હતાં. ૧૪મી ડિસેમ્બર ૧૯૦૩નાં દિને ''ગોલ્ડર્સ

ગ્રીન સેમેટરી''માં યોજાયેલ બ્રિટનના મહાન સમાજશાસ્ત્રી હર્બર્ટ સ્પેન્સરનાં અંતિમ સંસ્કારની શોકસભામાં પંડિત શ્યામજીએ, એક સાચા શિષ્ય તરીકે હાજરી આપી હતી. આ શોકસભામાં પંડિત શ્યામજીએ સ્વતંત્રતાનાં ધર્મદૂત અને રાજદૂત હર્બર્ટ સ્પેન્સરનાં સંસ્મરણાર્થે ઓક્સફર્ડ યુનિવર્સિટી ખાતે દર વર્ષે સમાજશાસ્ત્ર અને સ્વતંત્રતાને લગતાં વિષયો પર વ્યાખ્યાન માળા સ્થાપિત કરવા માટે £૧000 (એક હજાર પાઉન્ડ)ની મોટી રકમનાં દાનની જાહેરાત કરી તેમને શ્રદ્ધાંજલિ અને આદરભાવ અર્પણ કર્યાં હતાં. આ £૧000ની રકમ એ જમાનાં નાનીસુની ન હતી કારણકે એ પૈસામાંથી લંડનમાં ત્રણ શયન ખંડો વાળાં બે ઘરો ખરીદી શકાતાં હતાં. આજે પણ દર વર્ષે હર્બર્ટ સ્પેન્સરની વ્યાખ્યાન માળાનું આયોજન યુનિવર્સિટી ઓફ ઓક્ષફર્ડ ખાતે કરવામાં આવે છે. શ્યામજીએ પોતાનાં દેશબંધુઓને સ્પેન્સરનાં તત્વજ્ઞાનનો લાભ પ્રાપ્ત થાય એ હેતુથી એક યોજના પણ ઘડી હતી. શ્યામજીએ હર્બર્ટ સ્પેંસરના પહેલી પુણ્યતિથી, ૮મી ડિસેમ્બર ૧૯૦૪નાં દિવસે ૨000 રૂપીયાની ''હર્બર્ટ સ્પેન્સર ભારતીય ફેલોશીપ'' ઇંગ્લેંડમાં વધુ શિક્ષણ સમાપ્ત કરવા માટે આવતાં યોગ્ય ભારતીય સ્નાતકોને આપવાની જાહેરાત કરી હતી. આ ઉપરાંત શ્યામજીએ તેમનાં ગુરુ અને આર્ય સમાજના સ્થાપક સ્વામિ દયાનંદ સરસ્વતિની સ્મૃતિમાં વધારાની ''ફેલોશીપ''(સોબત) ની જાહેરાત કરી હતી. આ ઉપરાંત તેમણે ભવિષ્યમાં વધુ ચાર ફેલોશીપ ની સ્થાપના કરવાની જાહેરાત કરી હતી.



# ઈંગ્લેન્ડ અને યુરોપમાં ભારતની પ્રથમ ક્રાંતિકારી સ્વાતંત્ર્ય ચળવળનાં શ્રી ગણેશ

સાત વર્ષનાં અથાગ પરિશ્રમ અને યોજનાનાં ફળસ્વરૂપે ૧૯૦૫નાં વર્ષમાં શ્યામજીએ તેમની જન્મભૂમિની સ્વતંત્રતા માટે તેમના મહાન જીવન કાર્યનો શુભારંભ સાર્વજનિક સ્તર પર શરૂ કર્યો હતો. પંડિત શ્યામજીએ ભારતને સંપૂર્ણ સ્વતંત્રતા અપાવવા માટે એક સાચા દેશભક્ત ક્રાંતિવીર તરીકે આ નવી કારકિર્દીની શુભ શરૂઆત કરવાં માટે તેમણે એક બાહોશ રાજનીતિજ્ઞ માફક એક સંપૂર્ણ રાજકીય પ્રચારક અને સંસ્થાપક તરીકે કાર્યનો શુભારંભ કર્યો હતો. શ્યામજી એ સર્વ પ્રથમ ભારતની સ્વતંત્રતા અને સ્વરાજ્યની જોરદાર માંગણી કરતું અને બ્રિટીશ સામ્રાજ્યવાદ અને સંસ્થાનવાદનો કટ્ટર વિરોધ પ્રદર્શિત કરતું પ્રથમ અંગ્રેજી માસિક સમાચાર પત્ર ''ધ ઈન્ડિયન સોસિયોલોજીસ્ટ''નું પ્રકાશન જાન્યુઆરી ૧૯૦૫માં પોતાનાં ઘરનાં સરનામેથી શરૂ કર્યું હતું. શ્યામજી સ્વયં આ સમાચારપત્રનાં પ્રકાશક અને તંત્રી હતાં. ભારતનાં દુશ્મન અંગ્રેજોની ધરતી પર આ સર્વપ્રથમ ક્રાંતિકારી, શક્તિશાળી, બ્રિટીશ સત્તા અને સામ્રાજ્યવાદનો ખુલ્લેઆમ કટ્ટર વિરોધ કરનારું અને જ્વાળામુખી જેવો અગ્ની ઓકતું સમાચાર પત્ર હતું. આ રાષ્ટ્રવાદી સમાચારપત્રે ભારતની સ્વતંત્રતા માટે બ્રિટીશ સામ્રાજય સામે પ્રજાને ઉશ્કેરવામાં મહત્વનો ફાળો પ્રદાન કર્યો હતો અને ભારત તેમજ ભારત બહાર વસતાં ક્રાંતિકારીઓને પ્રેરણા, માર્ગદર્શન અને સાહસ આપવામાં મદદરૂપ બન્યું હતું. ભારતની સ્વતંત્રતાની માંગણીની ગર્જનાને લંડનમાં અને વિશ્વમાં બુલંદ કરવાં માટે શ્યામજીએ ૧૮મી ફેબ્રુઆરી ૧૯૦૫નાં દિને એક સર્વ પ્રથમ કટ્ટર રાષ્ટ્રવાદી નવી સંસ્થા "ભારતીય હોમ રૂલ સોસાયટી"ની સ્થાપના કરી તેનું ઉદઘાટન કર્યું હતું અને સંસ્થાનાં સંસ્થાપક અને મુખ્ય પ્રમુખ બન્યાં હતાં. પંડિત શ્યામજીએ પોતાનાં નિવાસસ્થાન ૯, કવિન્સ વૂડ એવેન્યુ, હાઈગેટ ( હાલનું સરનામું ૬૦, મસ્વેલ હીલ રોડ, , હાઈગેટ, લંડન N10 3IR)ને આ સંસ્થાનું મુખ્ય કેન્દ્ર બનાવ્યું હતું. પંડિત શ્યામજીનાં નિવાસસ્થાને મળેલ સંસ્થાની પ્રથમ સભામાં સર્વાનુમતે સંસ્થાની સ્થાપના ત્રણ મુખ્ય

ઉદેશ્યોથી કરવામાં આવી. (૧) ભારતનાં સાર્વભૌમત્વની પ્રાપ્તિ (૨) ભારતમાં સ્વરાજયની પ્રાપ્તિ માટે ઈંગ્લંડમાં પ્રાપ્ય હરકોઈ માધ્યમ દ્વારાં મતપ્રચાર (૩) ભારતીય પ્રજામાં સ્વતંત્રતા અને રાષ્ટ્રીય એકતાનાં જ્ઞાનનો પ્રચાર અને પ્રસાર.

વંશીય પૂર્વાગ્રહ અને રંગભેદની ભાવના અને ગૌરવર્ણની સર્વોચ્ચતા અને સર્વોપરીતાની અમાનવીય અને ધૃણાભરી મનોદશાથી પિડાતાં તત્કાલીન ઈંગ્લંડમાં ભારતીય વિદ્યાર્થીઓને મોટાં ભાગનાં બોર્ડિંગ હાઉસ અને છાત્રાલયોંમાં પ્રવેશ આપવામાં આવતો ન હતો. આવી વિકટ અને દયામય પરિસ્થિતિમાં ભારતીય વિદ્યાર્થીઓને સહાયરૂપ બનવાનાં વિકલ્પ તરીકે ભારતીય વિદ્યાર્થીઓને સસ્તું, સુવિધાપૂર્ણ અને ભારતીય વાતાવરણમાં રહેવાની સગડ પર્યાપ્ત કરાવવાનાં ઉમદા વિચારની સાથે એક છાત્રાલય શરૂ કરવાનો અને આ ભારતીય વિદ્યાર્થીઓને એક સ્થળે ભેગાં રાખીને તેમને ભારતની સ્વતંત્રતા માટે પ્રોત્સાહિત કરી તેમને ક્રાંતિકારી બનાવવાનો અદભૂત વિચાર શ્યામજીનાં મસ્તિષ્કમાં ઉદભવ્યો હતો. પંડિત શ્યામજી પોતાની દ્વિલક્ષી યોજનાને મૂર્તસ્વરૂપ આપવાં તેમણે પોતાનાં નિવાસસ્થાનથી નજીકનાં વિસ્તારમાં ૬૫, ક્રોમવેલ એવન્યુ, હાયગેટ, વિસ્તારમાં એક આલીશાન મકાન જમીન સાથે સંપૂર્ણ પોતાનાં પૈસે ખરીદી લીધું હતું. પંડિત શ્યામજીએ આ વિશાળ ભવનને પચ્ચીશ વિદ્યાર્થીઓના આવાસ માટે સુવિધાયુક્ત બનાવી મકાનને ભારતીય વિદ્યાર્થીઓની છાત્રાલયમાં પરીવર્તન કર્યું હતું. આ નવીન છાત્રાલયનાં ઉદઘાટન સમારોહની તારીખ ૧લી જુલાઈ ૧૯૦૫ ની જાહેરાત શ્યામજીએ તેમનાં મુખપત્ર ''ધ ઈન્ડિયન સોસિયોલોજીસ્ટ'' માં કરી હતી. ભારતીય વિદ્યાર્થીઓ માટે શ્યામજીએ સ્થાપિત કરેલ આ છત્રાલયનું નામકરણ અને ઉદઘાટન બ્રિટનનાં પ્રખ્યાત રાજકીયનેતા, સામાજીક કાર્યકર, ડેમોક્રેટિક ફેડરેશનનાં નેતા અને સત્યાર્થમાં ભારતનાં સાચા મિત્ર મિસ્ટર એચ. એમ. હાયન્ડમનાં શુભહસ્તે કરાવવામાં આવ્યું હતું. ૧લી જુલાઈ ૧૯૦૫નાં દિવસે યોજાયેલાં આ શુભપ્રસંગે શ્રી દાદાભાઈ નવરોજજી, લાલા લજપતરાય, મેડમ કામા, રાણાજી તેમજ પ્રત્યક્ષવાદી સોસાયટી નાં મિસ્ટર સ્વિન્ની, ''જસ્ટીશ' સામયિક પત્રનાં તંત્રી મિસ્ટર ક્વેલ્ચ, મેડમ ડેસ્પાર્ડ (આઇરિશ રિપબ્લિકન અને મતાધિકાર પાર્ટી) અને અન્ય ઘણા મહાનુભાવો હાજર રહ્યાં હતાં, "ભારત ભવન" કે ''ઈન્ડિયા હાઉસ''ને ખુલ્લું જાહેર કરતાં મિસ્ટર એચ. એમ . હાયન્ડમને સૌથી છટાદાર,

લાગણીશીલ અને ભાવાત્મક વ્યક્તવ્ય રજુ કર્યું હતું. તેમણે કહ્યું,,'' ગ્રેટ બ્રિટન પ્રત્યેની વફાદારી (લોયલ્ટી)નો અર્થ ભારત પ્રત્યે નો વિશ્વાસઘાત(ટ્રેચરી) છે. આ ''ભારત ભવન''નાં સંસ્થાનનો અર્થ  ભારતની વૃદ્ધિ અને ભારતની મુક્તિની દિશામાં એક મહાન પગલું છે અને આજે બપોરે જે લોકો અહીં ઉપસ્થિત રહ્યાં છે તેમાંનાં કેટલાંક લોકો  તેની વિજયી સફળતાનાં ફળોને જોવાંનાં સાક્ષી બનશે ''. ખરેખર આ તો જાણે એક બ્રિટીશ મુત્સદીની ભવિષ્યવાણીનાં દૈવી વચનો હતાં !

"ભારત ભવન"નાં નિર્માણ પાછળ પંડિત શ્યામજી કૃષ્ણવર્માનો  મુખ્ય હેતુ અને ધ્યેય યુવાન ભારતીય વિદ્યાર્થીઓને કોઈ પણ કઠીનતા સહન કર્યાં વિનાં ઉચ્ચ શિક્ષણની પ્રાપ્તિ અને તેમને પોતાની વિચારધારાંનાં રાષ્ટ્રવાદ અને દેશભક્તિનાં પાઠો ભણાવીને મહાન ક્રાંતીકારીઓ બનાવાનો હતો. પંડિત શ્યામજીએ તેમનાં એ હેતુ અને ધ્યેયમાં સફળતા પ્રાપ્ત કરી અને  મેડમ કામા, સરદારસિંહ રાણા, ક્રાંતિવીર વિનાયક સાવરકર, વિરેન્દ્ર ચટ્ટોપાધ્યાય, હર દયાલજી,વી. વી. એસ. ઐયેર, મદનલાલ ધિન્ગ્રા જેવાં અનેક ક્રાંતિકારીઓનું સર્જન કરવાનાં મહાન કાર્યમાં તેઓ મહાફળીભૂત થયાં હતાં.

૨૯મી જુલાઈ ૧૯૦૫નાં દિને ''હોલ્બોર્ન ટાઉન હોલ' ખાતે યોજાયલ ''યુનાઇટેડ કોંગ્રેસ ઓફ ડેમોક્રેટ્સ''ની મહાસભામાં ''ઈન્ડિયન હોમ રૂલ સોસાયટી''નાં મૂખ્ય પ્રતિનિધિ અને પ્રવક્તા તરીકે પંડિત શ્યામજીએ હાજરી આપી હતી. જ્યારે પંડિત શ્યામજી ભારતતની સ્વતંત્રતાનો ઠરાવ પસાર કરવા ઉભાં થયાં ત્યારે શ્યામજીએ એક જબરદસ્ત વ્યક્તિગત સફળતાનો ઝંડો લહેરાવ્યો હતો. સમગ્ર પરિષદનાં સભાજનોએ પંડિત શ્યામજીને ઉભાં થઈને તાળીનાં ગડગડાટ સાથે એક ઉત્સાહપૂર્ણ સન્માન આપ્યું હતું. બ્રિટનનાં સમાચારપત્રો રેનોલ્ડ્સ અને દૈનિક ક્રોનિકલે પંડિત શ્યામજીનાં આ પ્રવચનનો નોંધપાત્ર ખુલાસો આપ્યો હતો.

પંડિત શ્યામજીએ તા. ૨૨મી સપ્ટેમ્બર ૧૯૦૬નાં દિને તેમણે શરૂ કરેલ એડ્મન્ડ બર્ક વાંચનમાળાનું પ્રથમ ભાષણનું આયોજન કર્યું હતું. શ્રી આર. જી. પ્રધાને આ પ્રથમ ભાષણ રજુ કર્યુ હતું. ભાષણનો વિષય '' મેઈકીંગ ઓફ મોડર્ન ઈન્ડિયા યાને અધ્યતન ભારતનું નિર્માણ'' જે ઈટલીનાં સ્વાતંત્ર્યવાદી મઝીની વિચારધારા પર અવલંબિત હતો.

આ પ્રસંગ ભારતીય લોકોનાં ઈંગ્લંડ ખાતે યોજાયેલ સમારંભનાં ઈતિહાસમાં એ એક અનેરો, અનોખો અને અપૂર્વ  કિસ્સો હતો કારણકે આ સમારંભમાં સર્વપ્રથમવાર ઈંગ્લંડની ધરતી પર ભારતની રાષ્ટ્રભભક્તિનું અણમોલ અને અલૌકીક ગીત 'વંદે માતરમ' ગાવામાં આવ્યું હતું. આ ગીતને શ્રી ડી. એન. ટાગોરે સુંદર સ્વરોમાં ફ્રેન્ચ રારાષ્ટ્રગીત 'લા માર્સેઈલે' નાં સૂર પર ગાયું હતું.

શ્રી મોહનલાલ કરમચંદ ગાંધી જ્યારે સાઉથ આફ્રિકાથી લંડન આવ્યાં હતાં ત્યારે  તેમની લંડનની મુલાકાત દરમિયાન 'ઈન્ડિયા હાઉસ'માં મહેમાન તરીકે રહેવાં માટે આવ્યાં હતાં. તા. ૨૨મી અક્ટોબર ૧૯૦૬નાં દિને તેમની મુલાકાત પંડિત શ્યામજી સાથે થઈ હતી. પંડિત શ્યામજીએ મિ. ગાંધી સાથે અહિંસા અને ભારતની સ્વતંત્રતાનાં વિષય પર વાદવિવાદ મોડી રાત્રી સુધી ચાલ્યો હતો. આ વાદવિવાદમાં મિ. ગાંધી પંડિત શ્યામજી સામે પોતાનાં વિચારોનો બચાવ કરવામાં કે શ્યામજીનાં વિચારોનું ખંડન કરવામાં અસમર્થ રહ્યાં હતાં. શ્રી મોહનલાલ ગાંધીને શ્યામજી અને તેમનાં શિષ્યોની વિચારધારા પોતાની વિચારધારાથી વિપરિત અત્યંત ઉદ્દમવાદી જણાતાં તેઓ બીજાં દિવસે સવારે પોતાનાં બેગબિસ્તરાં સમેટીને  અચાનક 'ઈન્ડિયા હાઉસ' છોડીને હોટેલમાં રહેવાં ચાલ્યાં ગયાં હતાં.

૧૯૦૬માં ઈન્ડિયન નેશનલ કોંગ્રેસનાં બ્રિટીશ સરકારનાં વફાદાર અને ઉદારમતવાદી ભારતીય સભ્યોએ લોકમાન્ય બાળ ગંગાધર તિળકને કોંગ્રેસનાં પ્રમુખ બનતા અટકાવવાં શડયંત્ર રચ્યું હતું ત્યારે શ્યામજીએ કોંગ્રેસ અને તેનાં આ વફાદાર ભારતીય નેતાઓનો સખ્ત વિરોધ કરી તેમની સામે મહા વાગ્યુદ્ધ ચલાવ્યું હતું. લોકમાન્ય બાળ ગંગાધર તિળકને પ્રમુખપદથી વેગળાં કરવાં જ્યારે કોંગ્રેસનાં આ બ્રિટીશ સરકારનાં વફાદાર અને ઉદારમતવાદી ભારતીય નેતાઓએ તેમની પાસે શ્રી તિળકજીને  યોગ્ય ટક્કર આપી શકે એવો નેતા ન હોવાથી શ્રી દાદાભાઈ નવરોજજીને ત્રીજીવાર પ્રમુખ બનવા માટે જોરજબરીથી ઘસેડ્યાં હતાં. પંડિત શ્યામજીએ  શ્રી દાદાભાઈ નવરોજજીને પ્રમુખસ્થાન માટે પોતાનું નામ રદ કરવાં વિનંતી કરી હતી. પરંતુ જ્યારે શ્રી દાદાભાઈ અન્ય મિત્રોનાં દબાવમાં આવી પોતાનું નામાંકન રદ ન કરવાનો નિર્ણય લીધો ત્યારે પંડિત શ્યામજીએ

શ્રી દાદાભાઈ નવરોજજી પ્રત્યે અથાગ પ્રેમ, આદર અને માન હોવાં છતાં તેમણે એક વિસ્તૃત લેખ લખીને દાદાભાઈનાં આ અયોગ્ય નિશ્ચયનું ખંડન કરી તેમની રાજકીય નીતિને સખત શબ્દોમાં વખોડી હતી.

હવે ઈંગ્લંડમાં પંડિત શ્યામજીની પ્રવૃત્તિઓ બ્રિટીશ સરકાર માટે જ્વાળામુખી અને દાવાનળ સમાન બની ગઈ હતી. પંડિત શ્યામજીની કલમનાં મહાવિસ્ફોટકે બ્રિટીશ સામ્રાજ્યનાં પાયાને હચમચાવી મુક્યો હતો. ''ઈન્ડિયન સોસિયોલોજીસ્ટ''માં બ્રિટિશ સરકાર સામે વિરોધી લેખો લખવા માટે ભારતમાં શ્યામજીનાં આ સમાચારપત્રનાં પ્રવેશ અને વિતરણ પર પ્રતિબંધ મૂક્વામાં આવ્યો હતો અને ૩૦ મી એપ્રિલ ૧૯૦૯નાં દિને ઈનર ટેમ્પલ માંથી તેમની બેરિસ્ટરની સનદ ઉપાધી પણ રદ કરવામાં આવી હતી. મહદ અંશનાં બ્રિટિશ સમાચાર પત્રો પંડિત શ્યામજીનાં કટ્ટર વિરોધી અને આલોચક હતા અને તેમણે પંડિત શ્યામજી સામે તેમના સમાચાર પત્રોમાં અમર્યાદીત જુઠ્ઠાં આક્ષેપો મૂકી તેમેનો વિરોધ કરી તેમની ધરપકડ કરવાંની માંગણી કરતાં હતાં. પંડિત શ્યામજીએ આ સમાચારપત્રોનો હિંમતભેર સામનો કર્યો હતો. ''ધ ટાઇમ્સ'' સમાચાર પત્રે પંડિત શ્યામજીને "નોટોરિયસ કૃષ્ણવર્મા" તરીકે આલેખ્યાં હતાં. ઘણા સમાચારપત્રોએ પંડિત શ્યામજી અને તેનાં વિચારોને સહકાર આપનારાં સ્વતંત્રતા પ્રેમી અને ઉદાર મતવાદી બ્રિટિશ લોકોની સખત ટીકા કરી હતી. બ્રિટિશ સરકાર હવે શ્યામજી અને તેની બ્રિટીશ સરકાર અને બ્રિટિશ સામ્રાજ્યવાદને પડકારતી પ્રવૃત્તિ સામે અત્યંત શંકાસ્પદ અને ધૃણાસ્પદ બની હતી. તેઓ પંડિત શ્યામજીને પકડીને જેલ ભેગાં કરવાની હિલચાલ પણ શરૂ કરી હતી. શ્યામજીને જ્યારે સમજાયું કે તેમની દરેક હિલચાલ પર બ્રિટીશ છુપી પુલીસ ખાસ નજર રાખી રહી છે અને કૉઇ પણ સમયે તેઓ તેનાં પર ત્રાટકીને તેમને બંધી બનાવવાની પેરવીમાં છે ત્યારે શ્યામજીએ પોતાની સલામતી અને ભારતની સ્વતંત્રતા પ્રાપ્તિનાં પોતાનાં અભિયાનની જ્યોતને જ્વલંત રાખવાં પોતાની સંસ્થાનાં મુખ્ય કેન્દ્રનું સ્થાનાંતર પેરીસ કરવાનો નિર્ધાર કર્યો કારણકે પેરીસમાં તેમના સહયોગી અને સહકાર્યકર્તા શ્રી રાણાજી અને શ્રી મન્ચેરશાહ ગોદરેજ રહેતાં હતાં. શ્યામજીએ ગુપ્તરીતે પોતાની યોજના બનાવી અને સાનુકુળ પરિસ્થિતિમાં છુપી રીતે ઈંગ્લંડને

કાયમને માટે છોડી દેવાનો નિર્ણય કર્યો હતો. તેમની માન્યતા હતી કે દુશ્મનોનાં હાથે પકડાઇ જઇને કેદખાનામાં સમય વ્યય કરવાં કરતાં દુશ્મનને તાળી દઈને બીજાં સલામત સ્થળે સ્થાનાંતર કરી જવું વધુ હિતાવહ અને યોગ્ય છે. પંડિત શ્યામજીએ બ્રિટનની પ્રખ્યાત જાસુસી સંસ્થા સ્કોટલેન્ડ યાર્ડને તાળી આપીને અને તેમના શિષ્ય વીર સાવરકરને ''ભારત ભવન''નો કારોબાર સોંપી પેરીસ પલાયન થઈ ગયાં હતાં. આ રીતે શ્યામજીએ બ્રિટનની પ્રખ્યાત જાસુસી સંસ્થા અને પુલીસને ઉલ્લુ બનાવીને બ્રિટનમાંથી છૂપીરીતે જુન ૧૯૦૭માં પલાયન થઈ ગયાં હતાં અને પેરીસ જઈ પોતાની બ્રિટીશ વિરોધી ગતિવિધીઓનાં પુનઃ શ્રી ગણેશ કર્યાં હતાં.





પેરીસ અને ઓક્ષફર્ડ યુનિવર્સિટીમાં સંસ્કૃત વિદ્વાનોને રૌપ્યચન્દ્રનાં પુરષ્કાર

# પેરીસ અને જીનીવામાં શ્યામજી પંડિતની ચળવળ અને અંતિમ દિવસો

પંડિત શ્યામજીએ પોતાનાં પત્ની ભાનુમતી સાથે જુન, ૧૯૦૭નાં મધ્યમાં માં ગુપ્તરીતે લંડનથી પેરિસ સ્થાનાંતર કર્યું અને નવોત્સાહની સાથે જોરશોરથી ભારતની સ્વાતંત્ર્ય ચળવળનાં કાર્યને નવા દેશ અને નવાં વાતાવરણમાં મૂક્તપણે આરંભ કર્યું. શ્યામજીએ ટૂંક સમયમાં જ પોતાનાં નિવાસસ્થાન અને "ભારતીય હોમ રૂલ સોસાયટી"નાં નવાં મુખ્ય કેન્દ્રની વ્યવસ્થા પેરીસનાં રળિયામણા અને વૈભવી વિસ્તારમાં ૧૦, એવેન્યુ ઈન્ગ્રેસ, પાસીમાં કરી અને ત્યાં સ્થાયી થયાં હતાં. શ્યામજીએ પેરીસમાં તેમનાં સાથીદારો સાથે ફ્રેન્ચ રાજનેતાઓ અને સરકાર સાથે સારાં સંબંધો સ્થાપિત કર્યા અને ફ્રાન્સની મૂક્ત સ્વાતંત્ર્યવાદી ધરતી પર ભારતની સ્વતંત્રાતા માટેની ઝુંબેશને વધુ ગતિમાન બનાવી હતી. આ ઉપરાત શ્યામજીએ ફ્રાંસમાં રહેતાં આયરીશ પ્રજસત્તકવાદીઓ અને દેશભક્તો તેમજ રશિયન સમાજવાદીઓ અને અરાજકતાવાદીઓ સાથે ગાઢ સંબંધો સ્થાપિત કરી ભારતમાં ક્રાંતિકારી પ્રવૃત્તિઓને વેગ આપવાં તેમની પાસે વિસ્ફોટક બનાવવાની માહિતી પ્રાપ્ત કરી તેમજ ક્રાંતિવિરોને એ વિષયમાં પ્રશિક્ષણ અપાવવાની સગવડ ઉપલબ્ધ કરાવી હતી. શ્યામજીને ખાત્રી હતી કે ઈંગ્લંડ છોડ્યાં બાદ પણ બ્રિટીશ સરકાર અને તેની જાસૂસ સંસ્થા તેમનો પીછો છોડે એમ નથી. તેમ છતાં પણ શ્યામજીએ નિર્ભય અને નિડરતાપૂર્વક સેપ્ટેમ્બર ૧૯૦૭નાં અંકથી પોતાનાં સમાચાર પત્ર '' ધ ઈન્ડિયન સોસિયોલોજીસ્ટ''માં પોતાનું પેરીસનું સાચું સરનામું આપવાનું શરૂ કર્યું હતું. આ રીતે શ્યામજીએ ઈંગ્લંડ છોડ્યાંનાં બે મહિનામાંજ પોતાનાં પેરીસનાં નિવાસસ્થાનનુ સરનામું જગજાહેર કરીને શ્યામજીને ઈંગ્લંડમાં ખુણે ખુણે શોધતી બ્રિટિશ સરકાર અને ગુપ્તચર સંસ્થાને ખુલ્લમ ખુલ્લો પડકાર ફેંકીને તેમને આશ્ચર્ય ચકિત કરી દિધાં હતાં. ફ્રેન્ચ રાજકારણીઓનાં હર્દિક આવકાર, ટેકો અને સહકારથી શ્યામજીને એ વાતની ખાત્રી હતી કે બ્રિટીશ સરકાર ફ્રાન્સમાં તેમનો વાળ પણ વાંકો કરી શકે તેમ નથી. બ્રિટિશ સમાચારપત્રોએ શ્યામજી વિરુદ્ધ ખોટો પ્રચાર આદરીને તેમને બદનામ કરી ફ્રેન્ચ મીડિયા વર્તુળમાં પ્રભાવ પાડવાં માટે હલકાં અને નીચ પ્રયાસો પણ કર્યાં હતાં પરંતુ

તેમાં તેમને સફળતા પ્રાપ્ત થઈ ન હતી. બ્રિટિશ સરકારે શ્યામજીને ગુનેગાર ઠેરવીને તેમનાં પ્રત્યાર્પણ કરવાં માટે ફ્રેન્ચ સરકારને સમજાવવાંનાં અનેક અથાગ પ્રયાસો કર્યો હતાં પરંતુ ફ્રાન્સનાં સત્તાધારી સમાજવાદી રાજનેતાઓના સાથ અને આશિર્વાદને લીધે બ્રિટીશ સરકારને સંપૂર્ણ નિષ્ફળતા જ પ્રાપ્ત થઈ હતી. તેમ છતાં બ્રિટીશ સરકારનાં ગુપ્તચરો રાત અને દિવસ શ્યામજીની પ્રવૃત્તિઓ પર ચાંપતી નજર રાખવાં પેરીસમાં કાયમ ઉભા પગે સક્રિય રહેતાં હતાં. ભારતનાં સ્વાતંત્ર્ય સંગ્રામનાં આ પેરીસ સ્થિત નવાં મુખ્ય મથકની સ્થાપનાનાં ટૂંક સમયમાં જ શ્યામજીની આગેવાનીમાં તેમનાં સાથીદારોએ પોતાની જન્મભૂમિને મુક્ત કરવા માટે સારાં એ યુરોપમાં તેના પ્રચાર અને પ્રસારણનું મહાઅભિયાન શરૂ કરી દીધું હતું. પંડિત શ્યામજીએ હવે ફ્રાંસનાં મૂક્ત વાતાવરણમાં રહી યુરોપનાં વિશાળ ક્ષેત્રમાં સ્વાતંત્ર્ય પ્રેમી યુરોપીયન પ્રજાનો જનમત અને વિશ્વાસ પ્રાપ્ત કરી બ્રિટનનાં સામ્રાજ્યવાદ અને સંસ્થાનવાદને ભારત અને વિશ્વનાં અન્ય પિડીત દેશોમાંથી જડમૂળથી ઉખેડી નાંખવાંનાં સંકલ્પની પૂર્તી માટે યુરોપનાં અન્ય દેશોનાં રાજનેતાઓ, વિદ્વાનો અને તત્વજ્ઞાનીઓ સાથે પણ સંપર્ક સાધી ગાઢ સંબંધો સ્થાપિત કરવાનાં પ્રયત્નનો આદર્યાં હતાં. જેની ફળશ્રૃતિ સ્વરૂપે ૧૯૦૭માં સ્ટુટ્ટગાર્ટ, જર્મની ખાતે યોજાયેલ આંતરરાષ્ટ્રીય સમાજવાદી મહાસભામાં ભાગલેવાની તક શ્યામજીનાં પરમ મિત્ર મિ. હેન્રી હાયન્ડ્મનની આગેવાનીમાં યુરોપનાં અન્ય રાજનેતાઓના સહકારથી પ્રાપ્ત થઈ હતી. પંડિત શ્યામજીએ આ મહાસભામાં પ્રતિનિધિત્વ કરવાં પોતાનાં જમણાં અને ડાબાં હાથો સમાં સહક્રાંતિકારી શિષ્યો મેડમ ભીખાઈજી કામા અને શ્રી સરદારસિંહ રાણાને નિયુક્ત કર્યાં હતાં. તેમની સાથે સહાયક તરીકે સરદારસિંહ રાણાનાં જર્મન પત્ની મેડમ થેરેસા લિસ્ત્ઝ પણ સાથે ગયાં હતાં. આ મહાસભામાં ભારતની સ્વતંત્રતાનાં ધ્વજને લહેરાવવા માટે એક ખાસ વિશેષ પ્રકારનાં ત્રિરંગા ધ્વજનું નિર્માણ પંડિત શ્યામજી, મેડમ કામા, વીર સાવરકર અને સરદારસિંહ રાણાએ કર્યું હતું. મેડમ કામાએ સમાજવાદીઓની મહાસભાનાં આ આંતરરાષ્ટ્રીય મંચ પર એક છટાદાર, અસાધારણ અને ભાવાત્મક ભાષણ આપી ભારતની સ્વતંત્રતાના પ્રથમ ધ્વજને મહાસભાનાં મંચ પર લહેરાવીને એક મહાન અને યાદગાર ઇતિહાસ રચ્યો હતો કારણકે આ મહાસભામાં ઉપસ્થિત થયેલાં સર્વ સભાજનોએ( બે ચાર બ્રિટીશ સભ્યોને છોડીને) ઊભાં થઈને તાળીઓના ગડગડાટથી

વિશેષ સન્માન આપ્યું હતું. આ સમયે બ્રિટીશ પ્રતિનિધિમંડળમાં આવેલ ભારત વિરોધિ સભ્યો, કે જેઓ ઉભાં ન થયાં હતાં, તેમનાં મોઢાં પરનો હાવભાવ ખરેખર દયાજનક અને જોવા જેવો થઈ ગયો હશે !

પંડિત શ્યામજી બ્રિટિશ સરકારનાં ક્રૂર નિતી અને નિયમો અને ભારતની સંપદાની ખુલ્લેઆમ થતી લુંટનાં કટ્ટર આલોચક અને બ્રિટિશ સામ્રાજ્યવાદ અને સંસ્થાનવાદના ચુસ્ત વિરોધી હોવાને કારણે બ્રિટિશ સરકાર શ્યામજીને તેમનો કટ્ટર શત્રુ માનતી હતી. તે કોઈ પણ ભોગે તેનો બદલો લેવાં અને શ્યામજીને બદનામ કરવાં અને કોઈ પણ રીતે તેમને ફસાવવા માંગતી હતી. પંડિત શ્યામજીનાં પેરીસ સ્થિત મિત્ર જેઈમ્સનાં સમાચાર પત્ર ‘લીબ્રેટૉર’’ માં મિ. મર્લીન દ્વારાં લખવામાં આવેલ લેખનાં સંબંધમાં બૌઝ કોર્ટમાં મિ. મર્લીન સામે એક ઉત્તેજક અને સનસનાટિ ભર્યો મુકદ્દમો ચાલતો હતો તેમાં બ્રિટિશ સરકારે શ્યામજીનાં નામને પણ ઘસેટયું હતું.  શ્યામજીને પકડીને પાછાં ઈંગ્લંડ લાવવાં માટે બ્રિટીશ સરકાર અને તેમની ગુપ્તચર સંસ્થાએ અનેક પ્રયાસો કર્યાં પણ તેમને ક્યાં એ સફળતા પ્રાપ્ત થઈ ન હતી. શ્યામજીએ બ્રિટીશ સરકારનાં આવાં અયોગ્ય અને અસંગત બદનામીઓની દરકાર કર્યાં વિનાં તેમણે પોતાનાં મહાન કાર્યની સફળતા સાથે યુરોપિયન દેશોમાં ભારતીય સ્વતંત્રતા માટે ગર્જના કરી યુરોપનાં દેશોમાં ભારતની સાચી આર્થિકસ્થિતિ અને રાજકીય પરિસ્થિતિનો પ્રચાર સમાચાર માધ્યમ અને રાજકીય નેતાઓ અને સ્વાતંત્ર્યવાદીઓ સાથે અંગત સંબંધો વિકસાવીને  પોરિસમાં પોતાનાં કાર્યને વિકસાવ્યું અને વિસ્તાર્યું હતું.

પંડિત શ્યામજીનાં વધતાં જતાં પ્રભાવ, ખ્યાતિ ,પ્રચાર અને પ્રસારનાં કાર્યો તેમજ અનુયાયીઓની વધતી જતી સંખ્યાથી બ્રિટીશ સરકાર અત્યંત ભયભિત અને ચિંતીત હતી. શ્યામજીની ગતીવિધીઓ પર લગામ લગાવવાંનાં પગલાં રૂપે બ્રિટીશ સરકારે ૧૯મી સપ્ટેમ્બર ૧૯૦૭નાં દિને શ્યામજીનાં બ્રિટિશ સરકાર વિરૂદ્ધ ભારતીય લોકોને ભડકાવતાં સમાચાર પત્ર ‘’ધ ઈન્ડિયન સોસિયોલોજીસ્ટ’ તેમજ તેનાં શુભચિંતક અને સહકાર્યકર સમાચાર પત્રો ‘’ધ ગેલીક અમેરીકન’’ અને ‘જસ્ટીસ’’ પર ભારતમાં આયાત કરવાં પર ગવર્નર જનરલ ઓફ કાઉન્સિલે ૧૮૭૮નાં દરીયાયી જકાત ધારા ૧૯ હેઠળ

પ્રતિબંધ લાદ્યો હતો. શ્યામજીએ નિડરપણે  આ પ્રતિબંધની અવગણના કરતાં જણાવ્યું હતુ કે ''તમામ વિરોધ અને પ્રતિબંધ હોવાં છતાં અમે હંમેશની જેમ જ કાર્યરત રહીશું અને ''ધ ઈન્ડિયન સોસિયોલોજીસ્ટ''ને ભારત મોકલવાનું ચાલુ જ રહેશે.'' બ્રિટીશ સરકાર અને સમાચાપત્રોનાં પંડિત શ્યામજી પર વધતાં જતાં કડક વલણ અને આરોપોની પરવાહ કર્યાં વિનાં શ્યામજીએ હવે ઇંટ નો જવાબ પત્થરથી આપવાની નીતિ અપનાવી હતી. તેમણે લંડનનાં સમાચાર પત્રને વધુ આક્રમક પત્ર લખી જણાવ્યું કે,''હાલ ભારતમાં થતી જથ્થાબંધ ધરપકડો, જબરજસ્તીથી કરાવવામાં આવતાં એકરાર અને નિર્દોષ દેશભક્ત ભારતીયોને કરવામાં આવતી સતામણીનાં અભિપ્રાયમાં, મિ. જેઈમ્સ ફિન્ટાન લૅલોરનાં આયરલેન્ડનાં મુદ્દાની જેમ મને પણ દ્રઢ પણે કહેવાની મંજુરી આપશો કે જે સિદ્ધાંતોને હું કહેવા અને અર્થઘટન કરી તેને વળગી રહેવાં માંગુ છું તે – સુર્યથી ધરતીનાં મધ્ય સુધી સંપૂર્ણ ભારતની નીતિમાન અને ભૌતિક માલિકી ભારતનાં લોકોનાં અધિકારની માલિકી છે. તેઓ અને તેમનાં સિવાય કોઈ પણ નહિ, તેમનાં દેશનાં જમીનદારો અને ધરાશાસ્ત્રીઓ છે. જે બધાં કાયદાઓ તેમનાં દ્વારાં બનાવવામાં અવ્યાં નથી તે વ્યર્થ અને ખોખળાં છે અને તમામ જમીનનાં દસ્તાવેજો જે તેમનાં દ્વારાં આપવામાં નથી આવ્યાં અથવા મંજૂર કરવામાં નથી આવ્યાં તે બધાં રદબાતલ છે અને આ જમીનની માલિકીનાં સંપૂર્ણ હક્કને, દૈવી શક્તિએ માનવની ક્ષમતા શક્તિમાં મૂક્યાં છે એવાં કોઇ પણ અને સર્વ ઉપાયો દ્વારાં કર્તવ્યપરાયણતાથી ખાત્રીપૂર્વક અમલમાં મૂકાવવાં  જ જોઈએ.'' શ્યામજીએ આ પ્રકારની જાહેરાત કરીને ભારતની કણ કણ જમીનની માલિકી ભારતીય પ્રજાની હોવાનો દાવો કરી તેને પ્રાપ્ત કરવાં કોઈ પણ પ્રકારનાં સાધનનો ઉપયોગ કરવાંની હાકલ કરી હતી.

પેરીસમાં સ્થાયી થયાં બાદ શ્યામજીએ ભારતમાં વધતાં જતાં  બ્રિટીશ સરકારનાં ઘોર અત્યાચારો, આપખૂદશાહી અને  લોહીયાળ દમનનાં દુર્વ્યવહાર સામે ઝઝુમવા માટે હવે ''જેવાં સાથે તેવાં'' અને ''લોહીનો બદલો લોહી''ની નીતિ અપનાવીને હવે ભારતનાં સ્વાતંત્ર્ય સંગ્રામને સશસ્ત્રક્રાતિનાં જ્વાળામુખી રૂપે ભભૂકાવવાનાં ગતીશીલ પ્રયત્નો શરૂ કરી દીધાં હતાં. શ્યામજીને હવે  ખાત્રી થઈ ગઈ હતી કે ભારતને બ્રિટીશ સરકારની આપખૂદ સત્તામાંથી મૂક્ત કરી સ્વતંત્ર કરવાં માટે બ્રિટિશ સરકાર અને તેનાં તાનાશાહી

બ્રિટીશ અધિકારીઓનો શાતિપૂર્વક સામૂહિક વિરોધ, બહિષ્કાર અને અસહકારી આંદોલન જેવાં વિકલ્પો જ પર્યાપ્ત અને અસરકારક નથી. આ કારણોથી શ્યામજીને વિશ્વાસ થઈ ગયો હતો કે હવે સશસ્ત્રક્રાંતિનો માર્ગ અપનાવ્યાં સિવાય હવે બીજો કોઈ વિકલ્પ જ રહ્યો નથી. શ્યામજીએ હવે ખુલ્લે આમ બ્રિટીશ સામ્રાજ્ય સામે સશસ્ત્ર બળવો પોકારવાની ભારતીય લોકોને હાકલ કરી અને ફ્રાન્સથી ગુપ્તરીતે શસ્ત્રો અને વિસ્ફોટક બનાવવાની રીતોની માહીતી ભારતનાં સશસ્ત્રક્રાંતિવીરોને પહોંચાડવાનું શરૂ કર્યું તેમજ આ યોજનાઓને પાર પાડવાં તેમનાં પર આર્થિક સહાય પણ મોકવાની યોજનાઓ રચી હતી. શ્યામજીએ રાષ્ટ્રવાદી વિચારધારાને સારાં એ ભારતમાં પ્રવચન દ્વારાં પ્રચાર કરવા માટે '' સોસાયેટી ઑફ પોલિટીકલ મિશનરીઝ''ની સ્થાપના કરી સારીએ યોજનાને પોતાની આર્થિક સહાય આપી હતી. આ યોજનાનું પ્રથમ પ્રવચન ક્રાંતિકારી બિપીન ચન્દ્ર પાલે આપ્યું હતું. આ ઉપરાંત કેટલાંએ ચુનંદા ભારતીય સ્વાતંત્ર્ય ક્રાંતિકારીઓને ફ્રાન્સમાં રશીયન ક્રાંતિકારીઓ અને ઉગ્રવાદીઓ દ્વારા બોમ્બ બનાવવાની કેળણી અપાવવાની સર્વ સુવિધાઓ પણ પ્રાપ્ત કરાવી હતી. તેમણે તેમનાં સમાચારપત્રમાં ખુલ્લે આમ બંગાળ, મહારાષ્ટ્ર, પંજાબ અને અન્ય પ્રાંતના ક્રાંતિકારીઓ સાથે ગાઠ સંબંધો પ્રસ્થાપિત કરીને તેમને પોતાનું સમર્થન પ્રદાન કર્યું હતું. શ્યામજીએ કલકત્તા, બંગાળથી પ્રકાશીત થતાં રાષ્ટ્રવાદી સમાચાર પત્ર ''વન્દે માતરમ''નાં તંત્રી શ્રી અરવિંદ ઘોષની ગેરકાયદે કરવામાં આવેલ ધરપકડનો તેમજ બિપીન ચન્દ્ર પાલની સતાણી માટે કરેલ ધરપકડનો સખ્ત વિરોધ દર્શાવ્યો હતો. શાંતિપૂર્ણ પણે આક્રોષ અને વિરોધ પ્રગટ કરતી ભારતની સ્વાતંત્ર્ય પ્રેમી પ્રજાને અને નેતાઓને કચડી નાંખવાં અમાનવીય અત્યાચારો કરનારી સરમુખત્યાર પરદેશી આક્રાંતા બ્રિટીશ સરકારનાં જુલ્મો હવે પરાકાષ્ટાએ પહોંચ્યા હતાં. આવી દયાજનક વ્યથીત પરિસ્થિતિમાં હવે શ્યામજી અને તેમનાં અનુયાયીઓની સહનશીલતાનો અંત આવ્યો હતો અને તેમણે હવે બ્રિટીશ સામ્રાજ્યની સત્તા સામે જેવાં સાથે તેવાં બની બોમ્બ અને શસ્ત્રોનાં ઉપયોગ વડે મહાયુદ્ધ ખેલી મોતનો બદલો મોતથી લેવાં ભારતનાં ક્રાંતિવીરોને હાકલ કરી તેમને જરૂરી તમામ સહાય પૂરી પાડવાની યોજનાઓને અમલમાં મૂકી હતી. પંડિત શ્યામજીને જ્યારે 'ધ લંડન પોલ મોલ ગેઝેટ''નાં પેરીસ ખાતેનાં ખબરપત્રીએ તેમની મૂલાકાતમાં ભારત ખાતે સશસ્ત્રક્રાંતિ અને

બોમ્બનાં ઉપયોગ વિષયમાં  શ્યામજીને પ્રશ્ન પુછ્યો હતો ત્યારે શ્યામજીએ જવાબમાં સશસ્ત્રક્રાંતિ અને બોમ્બનાં ઉપયોગનું સમર્થન કરતાં કહ્યું હતું,'' જ્યાં જ્યાં આપખુદસત્તા કે સરમુખત્યારશાહી છે ત્યાં ત્યાં ભૂગર્ભ પરિબળો કામ કરતાં જ હોય છે. ક્રાંતિએ દમનનું અનિવાર્ય અને સ્વાભાવિક પરિણામ છે, સમતોલન સ્થાપિત કરાવા શારીરીક બળની જરૂરીયાતની સીધી અસર છે.''

પંડિત શ્યામજીએ ૧૯૦૫ થી ૧૯૦૭ દરમિયાન તેમનાં આંદોલનને કરેલ પ્રગતિની સમિક્ષા કરતાં તેમણે તેમનાં અક્ટોબર ૧૯૦૭નાં સમાચારપત્રમાં જણાવ્યું હતું કે જો તેમણે સુચવેલ યોજનાઓને સારાંએ ભારતમાં સહકાર અને સહયોગ પ્રાપ્ત થાય તો તેમણે ''ઈન્ડિયન સોસિયોલોજીસ્ટ''નાં પ્રથમ અંકમાં જણાવ્યા મુજબ ''દશ વર્ષમાં બ્રિટીશ સરકારે બિસ્તરાં પોટલાં સાથે અથવા તેનાં વિનાં ભારત છોડવું પડશે''. આ નિવેદનમાં પંડિત શ્યામજીએ પ્રથમવાર '' ક્વિટ ઈન્ડિયા'' શબ્દનો શબ્દપ્રયોગ ૧૯૦૫માં કર્યો હતો. શ્યામજીનાં આ '' ક્વિટ ઈન્ડિયા'' શબ્દનો ઉપયોગ ગાંધીજીએ સાડત્રીસ વર્ષ પર્યંત ૧૯૪૨માં  શ્યામજીની સ્વાતંત્ર્ય ચળવળની પ્રારંભીક વિચારધારા અને તત્વજ્ઞાન પર આધારીત નવી ચળવળ '' ક્વિટ ઈન્ડિયા'' શરૂ કરી હતી. પંડિત શ્યામજીની સ્વતંત્ર્ય ચળવળને જો એ દાયકામાં ભારતમાં ભારતીય કોંગ્રેસ સહીત સર્વમાન્ય પ્રતિસાદ મળ્યો હોત તો કદાચ ભારતને સ્વતંત્રતા લગભગ ૩૫ વર્ષ પહેલાં પ્રાપ્ત થઈ ગઈ હોત!

પંડિત શ્યામજીએ નવેમ્બર ૧૯૦૭નાં ''ઈન્ડિયન સોસિયોલોજીસ્ટ''માં '' ભારતમાં બ્રિટીશ સત્તાને કેવી રીતે પાંગળી કરવી'' એવાં મથાળાં હેઠળ એક લાંબો લેખ લેખી ભારતનાં લોકોને બ્રિટીશનો સર્વ ક્ષેત્રોમાં બહિષ્કાર કરી તેનાંથી છુટાં પડવાંનો તેમજ રાષ્ટ્રવ્યાપી હડતાલ દ્વારાં ક્રાંતિ લાવવાનો પણ ઉપદેશ ફરીવાર આપ્યો હતો. તેમણે ભારતની જનતાને જણાવ્યું હતું કે ભારતનાં વિવિધ ક્ષેત્રોમાં સંગઠનો ઉભાં કરીને  સામાન્ય સાર્વજનિક હડતાલ પાડવાથી ઈંગ્લંડની સત્તા પત્તાનાં મહેલની જેમ કકડભૂસ થઈ જશે. શ્યામજીને દ્રઢ વિશ્વાસ હતો કે જો રહેવાસી ભારતીય લોકો એક અઠવાડિયા માટે વિજેતા બ્રિટીશ સત્તાધીશોને મદદ આપવાનું બંધ કરે તો ભારતમાં વહીવટતંત્ર સંપૂર્ણ પણે ભાંગી પડે. જો સ્થાનિક નોકરો અંગ્રેજોની સેવા કરવાનો અસ્વિકાર કરે તો આ ઈંગ્લીશ

અમલદાર પોતાનાં જ ઘરોમાં ભૂખ્યો મરી શકે અને જો રહેવાસી સિપાઈઓ અને સૈનિકો સરકારનાં હુકમો માનવાની ના પાડે તો બ્રિટીશ સરકાર એકા એક થંભી જઈ શકે એવું સુચવ્યું હતું. શ્યામજીએ આ રીતે ભારતની પ્રજાને બ્રિટીશ સામ્રાજ્યવાદની આપખૂદશાહીમાંથી મુક્ત થવાં અને સ્વતંત્રતા પ્રાપ્ત કરવાં અહિંસાના માર્ગે બહિષ્કાર કરવાનો અને હડતાલનાં શસ્ત્રનો ઉપયોગ કરવાનો સર્વ પ્રથમ વિકલ્પ પંડિત શ્યામજીએ બતાવ્યો હતો જેને ગાંધીજીએ લગભગ ત્રણ દાયકા બાદ શ્યામજીનાં સિદ્ધાંતોનું અનુકરણ કરીને તેને ‘’અહિંસાત્મક સત્યાગ્રહ’’નું નવું નામકરણ કરી ચળવળ ચલાવી હતી.

આ સમય દરમિયાન સાઉથ આફ્રિકાનાં ટ્રાન્સવાલ પ્રાંતમાં ત્યાંના સ્થાનિય ઝુલુ લોકો અને બ્રિટીશ સરકારની સાથે થયેલ યુદ્ધ દરમિયાન ભારતીય લોકોનાં હકને માટે ગાંધીજીએ પોતાની જાતને બ્રિટીશ સામ્રાજ્યનાં નાગરીક આલેખીને પોતાને બ્રિટીશ સામ્રાજ્યનો પ્રેમી તરીકે ગણાવ્યો હતો અને બ્રિટીશ સરકારને સહાય અને ટેકો આપ્યો હતો. આ અસત્ય વિધાન માટે શ્યામજીએ ગાંધીજીનાં જુઠ્ઠાણાને ખુલ્લું પાડ્યું હતું કારણકે ગાંધીજી પોરબંદરનાં હતાં અને પોરબંદર ભારતનું એક સ્વતંત્ર રાજકુંવરીય રાજ્ય હતું. શ્યામજીએ ગાંધીજીનાં અને તેમનાં અનુયાયીઓનાં આ સ્વાર્થી અને નામોશી ભરેલાં કામને વખોડી કાઢ્યું હતું. શ્યામજીએ કહ્યું હતું,’’જે લોકો બીજાની સ્વતંત્રતાનો નાશ કરવાના ભોગે પોતાનાં હક્કો અને અધિકારો ખરીદવાં વ્યાકુળ છે તેવાં લોકો સારી આગતાસ્વાગતાને લાયક નથી’’.

પંડિત શ્યામજીને થીયોસોફીકલ સોસાયટી સાથે જુનાં અને ઘનિષ્ઠ સંબંધો હોવાં છતાં જ્યારે થીયોસોફીકલ સોસાયટીનાં પ્રમુખ શ્રીમતિ એન્ની બેસન્ટ ભારતની સ્વતંત્રતાની રાજનીતિમાં સક્રીય બનવાં ઈચ્છતાં હતાં ત્યારે શ્યામજીએ તેમને તેમની એક હાથમાં ‘’બ્રિટિશ રાજા દિર્ઘાયુ બનો’’ અને બીજાં હાથમાં ‘’વંદે માતરમ’’નાં દંભી દની ટેકેદાર અને મીઠી જીભવાળી જુઠ્ઠી મિત્ર તરીકે દર્શાવી હતી. પોતાનાં અંગત સંબંધોને બાજુએ મુકી સત્યને ઉજાગર કરવાં કોઈ પણ વ્યક્તિની સાચી આલોચના કરવામાં પંડિત શ્યામજી ક્યારેય સંકોચ રાખતાં ન હતાં.

પંડિત શ્યામજી એવું મંતવ્ય ધરાવતાં હતાં કે ભારતની રાષ્ટ્રીય એકતા અને અખંડતાને પ્રાપ્ત કરવા માટે ભારતમાં એક સામાન્ય રાષ્ટ્રવ્યાપી સામાજીક ભાષા હોવી જોઈએ. પંડિત શ્યામજી એવું માનતાં હતાં કે હિંદી ભાષા કે જેને તેમેનાં ગુરુ સ્વામિ દયાનંદ સરસ્વતિ આર્ય- ભાષા તરીકે વર્ણાવતાં હતાં, તેને ભારતની સામાન્ય સામાજીક ભાષા તરીકે નિયુક્ત કરી રાષ્ટ્રભાષા તરીકે સ્થાન આપવું જોઈએ. પંડિત શ્યામજીનાં મતાનુસાર હિંદી ભાષા ભારતનાં લગભગ અર્ધાં લોકો એક યા બીજી રીતે હિંદી બોલી અને સમજી શકે છે જ્યારે બીજી કોઈ ભાષા એવી નથી જે ટકાવારી પ્રમાણે થોડી પણ તેની નજીક પહોંચી શકે. આ ઉપરાંત હિંદી મહદ અંશે સર્વમય વપરાતી દેવનાગરી લીપીમાં હોવાથી સંવાદનાં માધ્યમ તરીકે ભારતનાં મોટા ભાગમાં સરળતાથી ઉપયોગમાં લઈ શકાય. પંડિત શ્યામજી એ મતનાં હતાં કે ઈંગ્લીશ જેવી પરદેશી ભાષા કદીએ બહોળા જનસમૂદાયમાં એવો ધ્યેય પ્રાપ્ત કરી શકે નહિ. પંડિત શ્યામજીએ ભારતનાં વિવિધ પ્રાંતનાં વિવિધ ભાષી લોકો વચ્ચે સામાન્ય ભાષાનાં માધ્યમ દ્વારાં વાર્તાલાપ સ્થાપિત કરવા શુભાશયની પૂર્તી માટે પ્રાયોગીક ધોરણે એક વર્ષની યોજના બનાવી. આયોજના મુજબ કલકત્તા, મદ્રાસ, મુંબઈ અને પૂનામાં હિંદી ભાષાનાં વર્ગો શરૂ કરવાં દરેક શહેરને ખર્ચને પહોંચી વળવાં ૧000 રૂપિયાનું દાન જાહેર કરી તેનું સંચાલન કરવાં હરેક શહેરોમાં જાણિતા મિત્રો અને ભાતૃભાવી લોકોની મંડળીની રચના કરી કાર્યનો આરંભ કર્યો હતો. પંડિત શ્યામજી પોતે સંસ્કૃતભાષાનાં વિદ્વાન હોવાથી તેમની પ્રાથમિકતા સંસ્કૃત ભાષાને રાષ્ટ્રભાષા બનાવવા પર ઉતરે એ સ્વાભાવિક હતું. એમનો આ હિંદી ભાષાને રાષ્ટ્રભાષા બનાવવાનો સુઝાવ કદાચ કામચલાઉ સ્વતંત્રતા પ્રાપ્તિ સુધીનો હતો એ વાત શક્ય હોય શકે છે. ભારત સ્વતંત્ર થયાં બાદ આજે પણ હિંદી ભાષા સંપૂર્ણ પણે રાષ્ટ્રભાષાનું સ્થાન પ્રાપ્ત કરી શકી નથી અને દક્ષિણ ભારતમાં હજુ પણ તેનો સખ્ત વિરોધ છે. ભારતની સ્વતંત્રતા પછી જો સંસ્કૃતભાષાને જે રીતે ઈઝરાઈલે હિબ્રુભાષાને રાષ્ટ્રભાષાનો દરજ્જો આપ્યો હતો તેવી રીતે જ ભારતે સંસ્કૃત ભાષાને રાષ્ટ્રભાષાનો દરજ્જો આપ્યો હોત તો આજે ભારત સંસ્કૃત ભાષામય બની ગયું હોત અને ઉત્તર ભારત અને દક્ષિણ ભારતનાં ભાષાવાદી ઝગડાઓ અને મતભેદો રહ્યાં ન હોત. પંડિત શ્યામજી જો ભારતની સ્વતંત્રતા સુધી જીવંત રહ્યા હોત તો જરૂર તેંમણે સંસ્કૃતભાષાને રાષ્ટ્રભાષા બનાવવાની હિમાયત અવશ્ય કરી હોત.

પંડિત શ્યામજીએ લંડનથી વિદાય લેતાં પહેલાં ઈન્ડિયા હાઉસની બધીજ જવાબદારી પોતાનાં કાબેલ શિષ્ય શ્રી વિનાયક સાવરકરને સોંપી હતી. વીર સાવરકરે ‘’ઈન્ડિયા

હાઉસ''ની પ્રવૃત્તિઓને પંડિત શ્યાંમજીનાં માર્ગદર્શન હેઠળ યથાવત રાખી ક્રાંતિકારી પ્રવૃત્તિને વેગ આપવાનું કાર્ય પંડિત શ્યાંમજીની ગેરહાજરીમાં સહજતાથી સંભાળી લીધું હતું. વીર સાવરકરે ભારતનાં સ્વાતંત્ર્ય સંગ્રામની ૫૧મી જયંતીની ઉજવણીંમાં બલીદાની હુતાત્માઓને શ્રદ્ધાંજલી અર્પણ કરવાનો કાર્યક્રમ ''ઈન્ડિયા હાઉસ'' ખાતે ૧૦મી મે ૧૯૦૮નાં દિને યોજ્યો હતો જેમાં ૨૦૦ ભારતીય વિદ્યાર્થીઓએ ભાગ લીધો હતો. ભારતીય લોકોને બ્રિટીશ સામ્રાજય સામે ભડકાવવાં માટે આ સભામાં એક જોરદાર ઐતિહાસિક હસ્તપત્રક ''ઓ' માર્ટિયર્સ'નું વિતરણ પણ કરવામાં આવ્યું હતું. આ અગ્નીજ્વાળાં ઓકતાં હસ્તપત્રક્માં બ્રિટીશ સામ્રાજ્ય સામે ખુલ્લો બળવો પોકારવાં માટે ભારતીય લોકોને આવાહ્ન આપવામાં આવ્યું હતું.

પંડિત શ્યામજી બ્રિટીશ સામ્રાજ્યવાદી અને સંસ્થાનવાદી નીતિઓનાં સખ્ત વિરોધી હોવાથી બ્રિટીશ સમાચાર પત્રો હંમેશાં તેમનાં અને તેમની પ્રવૃત્તિઓના કટ્ટર વિરોધી અને આલોચક હતાં. જ્યારે સમાચાર પત્રનાં સંવાદદાતાએ શ્યામજી અને તેમનાં સમાચાર પત્ર 'ધ ઈન્ડિયન સોસિયોલોજીસ્ટ' અને તેમની છાત્રાલય 'ઈન્ડિયા હાઉસ' પર શાબ્દીક પ્રહારો કર્યાં ત્યારે તેમણે 'ધ ટાઈમ્સ' ને પત્ર લખી પોતાની સફાઈ રજુ કરતાં નિર્દેશન કર્યું હતું કે જોહ્ન મિલ્ટન અને જ્યોર્જ વોશિંગ્ટન બન્ને એ જુમ્લી સરકારને હિંસાત્મક માર્ગે ઉથલાવવાંની હિમાયત કરી હતી છતાં તેમનો સત્કાર પણ ઈંગ્લંડમાં જ કરવામાં આવ્યો હતો. શ્યામજી એ પણ વાતને સ્પષ્ટ કરી હતી કે તેમનાં ઈંગ્લંડનાં ૧૭ વર્ષનાં નિવાસ દરમિયાન તેમનાં બ્રિટીશ મિત્રોને તેમણે સાવધાન કર્યાં હતાં કે તેમનાં દેશબંધુઓ તેમનાં વારસો અને સગાસંબંધીઓને ગુમાવવાનાં જોખમની વિરુદ્ધ પણ આ ત્રાસમય સમયમાં તેમને ભારત જવાની મંજૂરી આપે છે કે જ્યારે દરેક અંગ્રેજ તે દેશને પ્રત્યક્ષ કે પરોક્ષ રીતે લુંટવા ત્યાં જાય છે જેને ભારતનાં રાષ્ટ્રવાદી પક્ષો અને તેમનાં સમર્થકો તેમને શક્ય શત્રુઓ તરીકે જ માને છે.'' આ પત્રને 'ધ ટાઈમ્સ' સમાચાર પત્રે તા ૨૦મી ફેબ્રુઆરી ૧૯૦૯નાં દિને પ્રકાશીત કર્યો અને તેની પ્રત બાર કાઉન્સીલને મોકલી હતી. આ પત્રની પ્રતનાં આધારે શ્યામજીનાં બેરીસ્ટર પદને પાછું લઈ લેવાનાં ઈનર ટેમ્પલ કાઉન્સીલનાં નિર્ણય સામે તેમનો પક્ષ રજુ કરવા માટે ૨૬મી માર્ચ ૧૯૦૯ નાં દિને તેનાં નાયબ ખજાનચીએ શ્યામજીને પત્ર લખ્યો હતો. ૩જી એપ્રીલ ૧૯૦૯નાં રોજ આ પત્રનો

પ્રત્યુત્તર આપતાં શ્યામજીએ તેનાં લેખોમાં શું વાંધાજનક લખેલું છે તેનો ઉલ્લેખ માંગ્યો અને તેમેને જણાવ્યું કે ભારતને તેનું આત્મરક્ષણ કરવાનો હક્ક ભારતનો છે જેમાં તેમનાં દેશના આક્રાંતાઓ સામે યુદ્ધ કરવાનો હક્ક પણ સમાયેલ છે. આખરે ૩૦મી એપ્રીલ ૧૯૦૯નાં દિવસે ઈનર ટેમ્પલે નિયુક્ત કરેલ ધારાસભાએ શ્યામજી કૃષ્ણવર્મા 'બેરીસ્ટર હોવાને લાયક નથી'' એવું જણાવી તેમની બેરીસ્ટરની સનદ પદવી પાછી લઈ લેવાનો અને તેમનાં નામને સંસ્થાની ચોપડી માંથી બદતરફ કરવાનો નિર્ણય કર્યો હતો જે નિર્ણય ગેરકાનુની અને અસંગત હતો. શ્યામજીએ બેરિસ્ટરની કારકિર્દી તો એક દાયકા પહેલાં જ છોડી દીધી હતી અને તેની તેમને જીવન નિર્ભાવ માટે કોઈ જરૂરિયાત પણ ન હતી આથી તેમને આ નિર્ણયથી કોઈ ફરક પડે તેવું ન હતું. શ્યામજીએ કટાક્ષ કરતાં ઈનર ટેમ્પલનાં આ નિર્ણયને બ્રિટીશ સામ્રાજ્યવાદ અને આપખૂદશાહીની એક સ્વાતંત્રવાદીને મળેલ સન્માનિય ભેટ તરીકે ગણાવી હતી. પંડિત શ્યામજી કૃષ્ણવર્માનાં નામને ઈનર ટેમ્પલ સંસ્થાની ચોપડીમાં પુનઃસ્થાપિત કરાવવા અને તેમની માનદ પદવીને સન્માન પૂર્વક પાછી અપાવવાનાં હાલનાં સમયમાં પ્રયત્નો ચાલી રહ્યાં છે.

ભારતનાં સ્વાતંત્ર્યવાદી નિર્દોષ લોકોનાં રક્તની ભૂખી, દુષ્ટ, જુલ્મી અને અત્યાચારી બ્રિટીશ સરકાર સામે લોહીયાળ સશસ્ત્રક્રાંતિ સર્જવાનાં પંડિત શ્યામજીનાં સમર્થન, ઉપદેશ અને આદેશનાં પ્રત્યાઘાત ભારતમાં ઠેર ઠેર પડવાં લાગ્યાં હતાં. ૧લી જુલાઈ ૧૯૦૯ લંડનમાં મદનલાલ ધિંગ્રા દ્વારા સર વિલિયમ હટ્ટ કર્ઝન વાયલીની રાજકીય હત્યાએ સારાં એ વિશ્વમાં ભારે ચકચાર મચાવ્યો હતો અને બ્રિટીશ સરકાર અને ગુપ્તચર સંસ્થામાં ભારે ભય અને ખળભળાટ મચાવ્યો હતો. બ્રિટીશ ક્રૂરતાનો બદલો લેતાં મદનલાલ ધિંગ્રાનાં આ બહાદુરીભર્યાં કૃત્યને જ્યારે વિશ્વનાં ક્રાંતિકારી સ્વતંત્ર્ય લડવૈયાઓએ પ્રશંશા કરી વખાણ્યું હતું ત્યારે ગાંધીજીએ મદનલાલ ધિંગ્રાનાં શુરવિરતાનાં આ કાર્યને વખોડી કાઢ્યુ હતું, ગાંધીજીએ તેમનાં નિવેદનમાં કહ્યું હતું કે,'' ધિંગ્રાનાં હિસક અને વેરભરેલાં આ કામે ભારતને ઘણું જ નુક્શાન પહોંચાડ્યું છે. પ્રતિનિધિમંડળનાં પ્રયત્નોને પણ પીછેહઠ મળી છે. મિસ્ટર ધિંગ્રાનો બચાવ અયોગ્ય છે. મારાં મત મુજબ તેણે એક કાયરનાં જેવું કામ કર્યું છે. કોઈ પણ એ માણસ પ્રત્યે દયા દાખવી શકે. તેને નકામાં લખાણોનાં વાંચનની અપરીપક્વતાએ આવું કાર્ય કરવાં દોર્યો છે.'' આ

નિવેદનમાં ગાંધીજીએ આડકતરી રીતે પંડિત શ્યામજીનાં લખાણો કે જે ગાંધીજીની વિચારશૈલીથી વિપરિત અને વિરુદ્ધ હોવાથી તેની નિંદા કરી તેને દોષિત ઠેરવવાં પ્રયત્ન કર્યો હતો. વિલિયમ હટ્ટ કર્ઝન વાયલીની લંડનમાં થયેલ રાજકીય હત્યાનાં પ્રસંગ બાદ ભારતમાં ક્રાંતિકારીઓને અનોખું પ્રોત્સાહન પ્રાપ્ત થતાં ક્રાંતિકારી પ્રવૃત્તિને ઘણો જ વેગ મળ્યો હતો. વિનાય સાવકરનાં ભાઈ ગણેશ સાવરકરને કરવામાં આવેલ કાળાપાણીની જન્મટીપની સજાનો બદલો લેવાં અનંત કન્હેરેએ ૨૧મી અક્ટોબર ૧૯૦૯નાં દિને જીલ્લા મેજીસ્ટ્રેટ મિસ્ટર જેક્સનની હત્યા પંડિત શ્યામજી અને તેમનાં સાથીદારોએ ભારત મોકલેલ બ્રાઉનીંગ પિસ્તોલથી કરી હતી. પંડિત શ્યામજીએ અનંત કન્હેરેની વિરતાને બિરદાવવાં એ શૂરવીરનાં નામની શિષ્યવૃત્તિ પણ શરૂ કરી હતી. સર વિલિયમ હટ્ટ કર્ઝન વાયલીની રાજકીય હત્યા બાદ બ્રિટીશ ગુપ્તચર સંસ્થાએ ઈન્ડિયા હાઉસ પર પોતાની જાસુસીની ગતિવિધીઓ ઘણીજ તિવ્ર આક્રમક બનાવી દીધી હતી જેને કારણે ઈન્ડિયા હાઉસમાં રહેતાં વિદ્યાર્થીઓનું ભાવી ભયમાં મૂકાયું હતું. ૧૪મી ફેબ્રુઆરી ૨૦૧૦નાં 'ધ ટાઈમ્સ'' સમાચાર પત્ર મુજબ આવી પરિસ્થિતિમાં પંડિત શ્યામજીએ ''ઈન્ડિયા હાઉસ''ને નવેમ્બર ૧૯૦૯માં ખાલી કરાવીને વેચાણ માટે મુકવાની જાહેરાતનું પાટીયું ઘરની બહાર મૂકીને કરવામાં આવી હતી. 'ધ ટાઈમ્સ'' સમાચાર પત્રનાં અહેવાલ મુજબ શ્યામજીએ આ છાત્રાલયનાં મકાનનું સંચાલન કરી તેને યથાવત ચલાવવાં પ્રયત્નશીલ રાષ્ટ્રીય સંસ્થાને દાનમાં આપી દેવાની પણ જાહેરાત કરી હતી.

૧૯૧૦માં જાવા અથવા ઈન્ડોનેસિયાનાં ક્રાંતિકારી મિ. અર્નેસ્ટ યુજીન ડાઉ ડેક્કરે જ્યારે યુરોપનાં પ્રવાસે આવ્યાં હતાં ત્યારે તેમણે પેરીસમાં પંડિત શ્યામજીની મુલાકાત કરી હતી. તેઓ શ્યામજીનાં કાર્યોથી અત્યંત પ્રભાવિત હતાં અને તેઓ ઈન્ડોનેસિયા્નાં સ્વાતંત્રસંગ્રામને જ્વલંત બનાવવા શ્યામજીની સલાહ, માર્ગદર્શન અને મદદ ઈચ્છતા હતાં. પંડિત શ્યામજીની શિક્ષા, સલાહ અને મદદ અને આશિર્વાદ લઈને મિ. ડેક્કર જાવા પાછા ફર્યાં અને શ્યામજીનાં ભવ્ય ઉદાહરણને અનુસરીને પોતાની માતૃભૂમિ જાવાની સ્વતંત્રતા માટેની ચળવળને નવા ઉત્સાહ અને શૌર્યથી શરૂ કરી પોતાનાં ધ્યેયને સિદ્ધ કર્યું હતું. કાળાંતરે મિ.અર્નેસ્ટ યુજીન ડાઉ ડેક્કરે શરૂ કરેલાં સમાચારપત્રમાં લેખો પણ શ્યામજીએ લખ્યાં હતાં. ભવિષ્યમાં ઈન્ડોનેસિયાને સ્વતંત્રતા મળતાં તેનાં પ્રથમ

ચુંટાયેલાં પ્રમુખ સુકર્ણો, મિ. ડેક્કરને પોતાનાં ગુરૂ અને ઈન્ડોનેસિયાની સ્વતંત્રતાનાં રાષ્ટ્રપિતા માનતા હતાં. જાવાની સ્વતંત્રતા બાદ મિ. ડેક્કરે પોતાનું યુરોપીયન નામ બદલીને જાવાનીસ નામ દાનોદિર્દજા સેતીયાબોદ્ધી રાખ્યું હતું અને એજ નવા નામથી તેઓ ઈન્ડોનેસિયાના રાષ્ટ્રીય વીર પુરુષ તરીકે ઓળખાઈને પ્રખ્યાત બન્યાં હતાં. આ રીતે શ્યામજીએ ઈન્ડોનેસિયાની સ્વતંત્રતા ના અભિયાનમાં મિ. ડેક્કર જેવાં સ્વાતંત્રવાદીને સહકાર અને માર્ગદર્શન આપીને વિશ્વ સ્તર પર સ્વતંત્રતા માટે પોતાનું યોગદાન આપ્યું હતું.

શ્યામજી અને તેનાં સાથીદારોએ સતત પરિશ્રમ કરી ફ્રાન્સ અને યુરોપનાં રાજકીય નેતાઓ, વિદ્વાનો અને ભારતનાં શુભેચ્છકો સાથે ધનિષ્ઠ સંબંધો વિકસાવી ભારતને સ્વતંત્ર કરવાનાં પોતાનાં અભિયાનને પેરીસમાં વધુ તીવ્ર અને વેગવાન બનાવ્યું હતું. વીર સાવરકર પણ ગુપ્તતાથી પેરીસ ચાલ્યાં ગયાં હતાં અને ત્યાં અન્ય ક્રાંતિકારીઓ સાથે પ્રવૃત્તિમાં જોડાયાં હતાં. થોડાં સમય પર્યંત વિનાયક સાવરકરે શ્યામજી અને અન્ય મિત્રોની ઈચ્છા વિરૂદ્ધ લંડન પાછાં ફરવાનો નિશ્ચય કરી દાદાભાઈ નવરોરજીની પૌત્રી પેરીન નવરોજજી-માસ્ટર સાથે લંડન આવ્યાં ત્યારે તેમની ધરપકડ વિક્ટોરિયા રેલ્વે સ્ટેશન પર ૧૩મી માર્ચ ૧૯૧૦નાં દિને કરવામાં આવી હતી. સર વિલિયમ હટ્ટ કર્ઝન વાયલીની હત્યાનાં અને સાવરકરનાં ભાઈ શ્રી ગણેશ સાવકરે તા.૨૧મી ડિસેમ્બરે જીલ્લા મેજીસ્ટ્રેટ મિસ્ટર જેક્સનની કરેલ રાજકીય હત્યાનાં અનુસંધાનમાં શ્રી વિનાયક સાવરકરની ધરપકડ લંડનમાં કરવામાં આવી હતી ત્યારે શ્યામજીએ પોતાનાં આ શિષ્યનાં બચાવમાં સારાંએ યુરોપમાં જનમત ઉભો કરવાં અનેક પ્રયત્નો કર્યા હતાં. આ ઉપરાંત શ્યામજીએ લંડન સ્થિત મિ. હાઈન્ડ્મન, મિ. ગાય આલ્ડ્રેડ, આયરીશ રિપબ્લિકન અને આયરીશ હોમ રૂલ ચળવળનાં નેતાઓ અને અન્ય મિત્રો અને શુભચિંતકોને સાવરકરને કોઈ પણ ભોગે બ્રિટીશ સરકારની કેદમાંથી મૂક્ત કરાવાંની ભલામણ કરી વિવિધ યોજનાઓની જાણ કરી હતી. ભારતની સ્વતંત્રતા માટે સહકાર આપનારાં લંડન સ્થિત મિત્રોનાં અથાગ મતપ્રચાર અને પ્રયત્નો છતાં શ્રી વિનાયક સાવરકરને બ્રિટીશ ન્યાયાલયે વિનાં તપાસ જન્મટીપની સજા આપી હતી. મિ ગાય આલ્ડ્રેડે તેનાં ‘‘ડેઈલી હેરાલ્ડ’’ સમાચારપત્રમાં ‘‘ હિંદુ રાષ્ટ્રભક્ત કે જેની સજા ૨૪મી ડિસેમ્બર ૧૯૬૦નાં રોજ

પૂરી થશે'' એ શિર્ષક હેઠ એક ભાવત્મક લેખ લખ્યો હતો. જે લેખ સારાંયે ઈંગ્લંડમાં સાવરકની મૂક્તિમાટે જનમત ઉભો કરવામાં સહાયક થયો હતો. સાવરકને કેદી તરીકે ભારત લઈ જતાં જહાજમાંથી ફ્રાંન્સ સ્થિત માર્સેલ્સનાં બંદરપર સાવરકરે તા. ૮મી જુલાઈ ૧૯૧૦નાં રોજ જહાજ પરથી સાહસિક કુદકો મારી ભાગવા પ્રયત્ન કર્યો હતો પરંતુ બ્રિટીશ સૈનિકોએ કૂટનીતિથી તેમને ફ્રાંન્સની ધરતી પરથી  ગેરકાયદે પકડીને પાછાં જહાજ પર લઈ ગયાં હતાં. જ્યારે પંડિત શ્યામજી, મેડમ કામા, સરદારસિંહ રાણાને આવાતની જાણ થઈ ત્યારે  શ્યામજીએ આ ઘટનાને રાજકીય સ્તર પર ઉઠાવવા માટે ફ્રાંસનાં વિખ્યાત સમાજવાદી નેતા મોશિયોર જોરેસને મળ્યાં અને સાવરકરને ફ્રાન્સ સરકારને સુપ્રત કરવાં માટે કાર્યવાહિ શરૂ કરાવી હતી. પરંતુ  બ્રિટીશ સરકાર આ કિસ્સાને  હાગની આંતરરાષ્ટ્રીય ન્યાયાલયમાં બે દેશો વછે મધ્યસ્થ લવાદી ન્યાય કરાવવાં લઈ ગઈ હતી અને .દુર્ભાગ્યે આંતરરાષ્ટ્રીય ન્યાયાલયમાં બ્રિટીશ સરકારે ચાલબાજી અને કૂટનીતિ અજમાવીને જીત હાંસલ કરી હતી. શ્યામજી અને તેનાં સાથીદારો તેમજ તેમનાં હિતેચ્છુ ફ્રેન્ચ રાજનેતાઓએ સાવરકરને બ્રિટીશ સરકારની કેદમાંથી મુક્ત કરાવવાની સખત મહેનત છેવટે નિષ્ફળ નિવડી હતી.

૧૯૧૧માં બ્રિટીશ પત્રકાર એડ્વર્ડ માયલ્સ દ્વારા ફ્રેન્ચ સમાચાર પત્ર ‘લીબરેટોર'' માં પ્રકાશીત કરેલ કિંગ જ્યોર્જનાં અવૈધ્ય સંબંધોનાં કલંકીત સમાચારોનાં સંબંધમાં તેની સામે કિંગ જ્યોર્જે માંડેલા બદનક્ષીનાં દાવાની ન્યાયી અદાલતમાં પંડિત શ્યામજી કૃષ્ણવર્માનું નામ, તેઓ એડ્વર્ડ માયલ્સ અને ફ્રેન્ચ સમાચાર પત્ર ‘લીબરેટોર'' નાં તંત્રી મિ. ઈ. હેચ. જેઈમ્સનાં મિત્ર હોવાથી, ઘસેટવામાં આવ્યું હતું. આ રીતે બ્રિટીશ સરકાર કોઈ પણ કારણો અને બહના હેઠળ શ્યામજીને પકડવા માટે દાવપેચ રમતા હતાં. એપ્રીલ ૧૯૧૧માં પંડિત શ્યામજીએ અમેરિકાનાં રાષ્ટ્રપ્રમુખ મિ. વિલિયમ હેચ. ટાફ્ટને એક ખુલ્લો પત્ર લખીને તેમને એંગ્લો-અમેરીકન સંધી વિષે ચેતવણી આપીને હસ્તાક્ષર ન કરવા વિનંતિ કરી પોતાનો સખત વિરોધ વ્યક્ત કર્યો હતો. શ્યામજીનાં આ એંગ્લો-અમેરીકન સંધીનાં વિરોધમાં સખત અને ધારદાર શબ્દોમાં સણસણતા પત્રમાં શ્યામજીએ લખ્યું હતું, ''સન્માનનિય રાષ્ટ્રપતિ મહોદય, દુનિયાનાં ઘણાં બધાં દેશોને ગુલામ બનાવવાવાળાં ડાકુઓનાં સરદાર ઈંગ્લંડ સાથે આપની સંધી કરવાની ઈચ્છાની વિરુદ્ધ

આપને સાવધાન કરવાનું હું મારું કર્તવ્ય માનું છું. તમે તમારાં લંડનનાં રાજદૂતને તમારાં હાલનાં સંદેશમાં ઈંગ્લંડને ''માતૃ દેશ'' કહીને સંબોધન કર્યું છે. મને આ વાત હાસ્યાપદ લાગે છે. જરાં વિચારો ! આપનો આજનો અદલા-બદલી અને સોદાબાજી જેવો દ્રષ્ટીકોણ, તમારાં મહાન પુર્વજ અમેરિકાનાં સંયુક્ત રાજ્યનાં પ્રથમ પ્રમુખને કેવો લાગશે? શું આ એક શબ્દ જ તેમને કબરમાં તેમની શાંતિનો ભંગ કરવા માટે પર્યાપ્ત ન હશે? ઈંગ્લંડની સાથે આપ સંધી કરવાથી ગુલામીનો જુવાળ વધશે. તમારો દેશ પરતંત્રતાનો ભાર ઉતારીને ફેંકી ચુક્યો છે આપનાં પૂર્વજો બ્રિટન સાથે જે ભાવનાથી લડ્યાં હતાં તેજ ભાવનાઓથી પ્રેરીત થઈને વિશ્વનાં ઘણાં દેશો સ્વતંત્રતા માટે સંઘર્ષ કરી રહ્યાં છે. શું ઈંગ્લંડ સાથે સંધી કરીને આપ બીજાં દેશોને પરતંત્ર બનાવી રાખવાનાં નીચ કામમાં એ સામ્રાજ્યવાદી દેશને મદદ કરવાં ઈચ્છો છો?'' શ્યામજીએ અમેરીકાનાં રાષ્ટ્રપ્રમુખને લખેલ આ જુસ્સા ભરેલ ધરદાર પત્રની નકલ અમેરીકાનાં સમાચાર પત્રોમાં પ્રકાશીત કરવામાં આવી જેને કારણે આ પત્રે એંગ્લો-અમેરીકન સંધી વિરુદ્ધ અમેરીકન જનમત તૈયાર કરવામાં અગત્યનો અને મહત્વનો ભાગ ભજવ્યો હતો.. શ્યામજીનાં આ પત્રને અમેરીકામાં રહેતી આયરીશ પ્રજાએ અને ભારતીય સ્વાતંત્ર્યવાદીઓએ હાર્દિક આવકાર આપી એંગ્લો-અમેરીકન સંધીનો સખ્ત વિરોધ કર્યો હતો. જેના પરીણામે આ સંધીનો પ્રસ્તાવ અમેરીકન સેનેટમાં કરવામાં આવ્યો ત્યારે આ પ્રસ્તાવને મોટી બહુમતીથી ફગાવી દેવામાં આવ્યો હતો અને ઈંગ્લંડની હાર થઈ હતી. ઈંગ્લંડની આ શરમજનક હારને વિશ્વનાં સ્વાતંત્ર્યવાદીઓએ ગૌરાવ અને હર્ષોલ્લાસ સાથે ઉજવી હતી. શ્યામજીએ અમેરિકાનાં પ્રમુખને નિર્ભય અને નિડરપણે લખેલો આ આ પત્ર તેમને એક પ્રથમ શ્રેણીનાં આંતરરાષ્ટ્રીય રાજનેતા, આંતરરાષ્ટ્રીય સ્વાતંત્ર્યસેનાની અને આંતરરાષ્ટ્રીય મુત્સદીની કક્ષાની શ્રેણીંમાં મુકે છે.

૧૯૧૧માં જર્મનીનાં પ્રખ્યાત સમાચાર પત્ર ''દાઈ ઝેઈત્ક્રિફ્ટ'નાં સમ્પાદકે ભારતનાં સ્વાતંત્ર્ય સંઘર્ષ પર લેખો પ્રકાશીત કર્યાં હતાં અને એ સંઘર્ષનાં પ્રવર્તક તરીકે પંડિત શ્યામજી કૃષ્ણવર્માનો સંક્ષિપ્ત જીવન પરિચય અને કાર્યનો ઉલ્લેખ કર્યો હતો. આ સમાચાર પત્રનાં સમ્પાદકે શ્યામજીનાં કાર્યને પ્રશંસા અને મહત્તા દર્શાવવાં પોતાનાં અભિપ્રાયની આપતાં ટિપ્પણી કરતાં લખ્યું હતું કે,''બ્રિટીશ સામ્રાજ્યવાદીઓ પોતાની

સામેના માત્ર બે જ ભયને માને છે, એક જર્મન સબમરીનનો અને બીજો શ્યામજી કૃષ્ણવર્માનો પ્રચારનો!'' આજ વર્ષે પંડિત શ્યામજીએ ભારતનાં આંતરરાષ્ટ્રીય ક્રાંતિકારી તરીકે તેમણે ચીનની ક્રાંતિનાં સર્જક અને મહાન નેતા તથા ચીનનાં લોકસત્તાત્મક રાજ્યનાં કામચલાવ પ્રમુખ શ્રી સન યાત સેનને પોતાનો આદરભાવ પોતાનાં સમાચારપત્રમાં વ્યક્ત કર્યો હતો. આ સાથે શ્યામજીએ કટાક્ષમાં ટિપ્પણી કરતાં લખ્યું હતું કે,'' લોહી ચુસનારાં બ્રિટીશલોકોને એવું સુચન કરવાનો અમારો ધંધો નથી કે તેઓ તેમનાં લાભને માટે મંચુ સામ્રાજ્યનાં ઉદાહરણને અનુસરીને તેમણે ભારતનાં લોકોને તેમણે ચોરેલાં અધિકારોને શાંતિપુર્વક પાછાં આપવાં જોઈએ''. ડિસેમ્બર ૧૯૧૧નાં વર્ષમાં દિલ્હીમાં ભરાએલ કિંગ જ્યોર્જનાં દરબારમાં બ્રિટીશ રાજા અને રાણીને નમન કરવાંનો અને પીઠ ન બતાવવાનાં બ્રિટીશ શિષ્ઠાચારનું ઉલંઘન કરી તેમને માન ન આપવાં બદલ શ્યામજીએ બરોડાનાં મહારાજા ગાયકવાડને અભિનંદન આપ્યાં હતાં. આ બ્રિટીશ શિષ્ઠાચારનાં ઉલંઘન માટે ડેઈલી મેલ સમાચાર પત્રે મહારાજા ગાયકવાડને '' રાજદ્રોહનાં આશ્રયદાતા'' તરીકે આલેખ્યાં હતાં.

પંડિત શ્યામજી કૃષ્ણવર્માની ગણના હવે આંતરરાષ્ટ્રીય રાજનીતિજ્ઞ તરીકે વિશ્વમાં ચારેકોર થઈ ચુકી હતી. તેઓ હવે ભારત બહાર ભારતની સ્વતંત્રતાનાં ક્રાંતિકારીનેતા અને ક્રાંતિગુરૂ તરીકે વિશ્વમાં પ્રખ્યાત થઈ ચુક્યાં હતાં. રશીયાનાં વિશ્વવિખ્યાત લેખક મિ.મેક્ષીમ ગોર્કીએ શ્યામજી પર તા.૨૮ ઓક્ટોબેર ૨૦૧૨નાં લખેલ પત્રમાં તેમણે પંડિત શ્યામજીને ''ભારતનાં મેઝ્ઝિનિ'' તરીકે સંબોધન કરી નવાજ્યાં હતાં અને તેમણે શ્યામજીને ''ભારતની સ્વતંત્રતા અને ન્યાય''નાં વિષય પર ૬૦,૦૦૦ થી ૮૦,૦૦૦ શબ્દોનો એક લેખ લખી મોકલવાં વિનંતિ કરી હતી. આ લેખને મિ.મેક્ષીમ ગોર્કીએ તેમનાં મેગેઝીન ''રશીયન રીવ્યુ''નાં જાન્યુઆરીનાં અંકમાં પ્રકાશીત કરવામાં ઈચ્છતા હતા. પરંતુ આ લેખનાં પ્રકાશ વિષે કોઈ માહિતી પ્રાપ્ત નથી. ૨૩મી ડીસેમ્બર ૨૦૧૨નાં દિવસે દિલ્હીમાં ભારતનાં ક્રાંતિકારીઓએ હાથી પર બેસી રાજકીય સવારી કરતાં લોર્ડ હાર્ડિન્જની બોમ્બ ફોડીને રાજકીય હત્યા કરવાં પ્રયત્ન કર્યો હતો. તેજ દિવસે જ્યારે અમેરીકન સમાચાર પત્ર ''સન'નાં પેરીસ સ્થિત ખબરપત્રીએ પંડિત શ્યામજીને પુછ્યું ત્યારે શ્યામજીએ નિડર પણે કહ્યું કે, '' મને આ પ્રસંગની કોઈ જાણકારી નથી પરંતુ હું આ

સમાચારથી અશ્ચર્યચકીત થયો નથી. રાજકીય હત્યા તો માત્ર ક્રાંતિનું પૂર્વનિવેદન છે અને તે જે જરૂરી છે. કોઈ પણ દલીલને સાંભળતું નથી સિવાય કે તેને કોઈના બળનો ટેકો હોય. તમે લુંટારૂ સાથે દલીલ કરી શકો નહિ. તમારે તો એને જમીન પર ઢાળી દેવો જ પડે. જ્યારે સ્વતંત્રતા માટે લડતાં હોઈએ ત્યારે કોઈ પણ પ્રકારનું સાહસ યોગ્ય છે. ભારતીય લોકો સંપૂર્ણ સ્વરાજ્ય સિવાય કંઈક પણ ઓછાથી સંતુષ્ટ થશે નહિ અને તેઓ જાણે છે કે તેઓ તેને સમજાવટથી પ્રાપ્ત કરી શકે એમ નથી.''

ભારતની સ્વતંત્રતાનાં ધ્યેયને પરિપૂર્ણ કરવાં  પ્રયત્નશીલ ભારતીય દેશભક્તોને મદદ કરવાં પંડિત શ્યામજી હંમેશાં તત્પર રહેતાં હતાં. જ્યારે ત્રીવેન્દ્રમનાં નિવાસી મિ. ચંપક રામન પીલ્લાઈએ ઝ્યુરીચ સ્વિત્ઝરલએન્ડમાં ભારતની આર્થિક પરિસ્થિતિ અને ભારતની મૂક્તિ માટેનો મતપ્રચાર કરવાં  ''ધ પ્રો-ઈન્ડિયા ઈન્ટરનેશનલ કમિટીની સ્થાપના કરી હતી ત્યારે આ સંસ્થાની કમિટી નિયુક્ત કરનારાંની મુખ્ય જવાબદારી પંડિત શ્યામજીએ સંભાળી હતી અને તેમણે સદા મિ. ચંપક રામન પીલ્લાઈનાં સંપર્કમાં રહીને તેમને માર્ગદર્શન આપતાં હતાં અને આર્થિક મદદ પણ કરતાં હતાં.

૧૯૧૪માં શરૂ થયેલાં યુરોપિયન યુદ્ધ સંબંધમાં બ્રિટન અને ફ્રાંસની સંધી કરાર ''એન્ટેન્ટે કોર્ડિયેલ' પર આખરી સહીં સિક્કા કરવા માટે બ્રિટનનાં રાજા જ્યોર્જે પેરીસ પધારવાનાં હતાં. આવી પરિસ્થિતિમાં પેરીસ સ્થિત ભારતીય રાષ્ટ્રવાદીઓની પરિસ્થિતિ બ્રિટન અને ફ્રાંસનાં આ નવાં વિકસતાં સંબંધો અને બ્રિટીશ સરકારની વધતી જતી લાગવગને કારણે ગંભીર જોખમમાં મૂકાઈ ગઈ હતી. ચતૂર પંડિત શ્યામજીને આવનાર આંધીનાં એંધાણ સમય પહેલાં જ થઈ ગયા હતાં આથી શ્યામજીએ સમય સર પોતાની બ્રિટિશ સરકાર વિરોધી પ્રવૃત્તિનું સ્થાન આ પ્રથમ વિશ્વયુદ્ધમાં નિશપક્ષ રહેનારાં દેશ સ્વિટ્ઝર્લેન્ડનાં રમણીય શહેર જીનીવામાં સ્થાપવાનો નિશ્ચય કરી જીનીવા સ્થાનાંતર કરી ગયાં. પંડિત શ્યામજીએ જીનીવાનાં નયનરમ્ય, સુંદર અને વિશ્વવિખ્યાત સરોવરનાં કિનારાં પર ૧, રૂઈ ડેસ વોલાન્ડિસ સ્થળે વસવાટ કર્યો. પંડિત શ્યામજીએ પહેલાં લંડન, પછી પેરીસ અને હવે જીનીવાને પોતાની બ્રિટીશ સામ્રાજ્ય વિરોધી ''ઈન્ડિયન હોમ રૂલ સોસાયટિ' સંસ્થાનું મુખ્ય મથક બનાવી ફરી સત્તાવન વર્ષની પરિપક્વ ઉમરે એ યુવાન નેતાની

જેમ અપાર શક્તિ, વિરતા અને ખમીરથી ફરી કાર્યવંત બન્યાં હતાં. શ્યામજીએ અહીં જીનીવામાં ભારતની સ્વતંત્રતામાટેની ચળવળનું કાર્ય પેરીસ માફક એજ ધગશ અને ઉત્સાહથી આગળ ધપાવ્યું. પંડિત શ્યામજી પોતાનું બૌધિક, શારીરીક, આર્થિક યોગદાન ભારતની સ્વતંત્રતાનાં અભિયાન માટે યથાવત કરતાં રહ્યાં હતાં પરંતુ સ્વિસ સરકારને તેમનાં નિયમો અનુસાર આપેલી બાંહેધરીને કારણે તેમનાં કાર્યો પહેલાં વિશ્વયુદ્ધનાં સમય ગાળા દરમિયાન થોડાં નિયંત્રીત હતાં જેવાં કે ''ઈન્ડિયન સોસિયોલોજીસ્ટ'' સમાચારપત્રનું પ્રકાશન. તેમ છતાં પણ તેઓ અન્ય ક્રાંતિકારીઓનાં સતત સંપર્કમાં રહેતાં હતાં. જીનીવાનાં નવાં વાતાવરણમાં શ્યામજીને જીનીવામાં જ રહેતાં અને ત્યાંની સંસ્થા ''પ્રો ઈન્ડિયા કમિટી'' નામની સંસ્થાનાં પ્રમુખ ડો. બ્રીએસ નામનાં ભારતીય સાથે પરિચય થયો હતો જે મહદ અંશે મિત્રાચારીમાં પરિણમ્યો હતો. કાળાંતરે જ્યારે શ્યામજીને ખબર પડી કે ડો. બ્રીએસ તો બ્રિટીશ સરકારનો પગારદાર ગુપ્તચર હતો. ત્યારે તેમનાં દિલને ઘણોજ આઘાત લાગ્યો હતો કારણકે શ્યામજી ડો. બ્રીએસને પોતાનાં મિત્ર તરીકે માનતા હતાં. ડો. બ્રીએસનાં આવાં વિશ્વાસઘાતે તેમનાં હૃદયને કારમો ઘાવ આપ્યો હતો અને હવે તેઓ નવાં મિત્રો બનાવવામાં વધારે સજાક અને શંકાશીલ બન્યા હતાં પરંતુ ભારતની સ્વતંત્રતાનું લક્ષ સદા તેમની પ્રાથમિકતા રહ્યું હતું. એક ભારતનાં બાંધવનાં વિશ્વાસઘાત અને છેતર્પીંડીનો આ દુઃખદ અને સંવેદનાશીલ અનુભવ શ્યામજીને પોતાનાં લક્ષમાંથી નાશીપાસ કે વિચિલીત કરી શક્યો ન હતો. પંડિત શ્યામજી ફરીવાર આ નવા દેશ અને શહેરનાં સામાજીક, રાજનૈતિક, ઉમરાવ અને સાંસ્કૃતિક જીવનમાં ઓતપ્રોત થઈ જતાં વાર લાગી ન હતી. તેઓ જીનીવાનાં પ્રખ્તાત ''ડે લા પ્રેસ'' સંસ્થાનાં સભ્ય બન્યાં હતાં અને તેમનું નામ 'યુનાઈટેડ નેશન''નાં પત્રકારોની યાદીમાં નોંધવામાં આવ્યું હતું. તેઓ જીનીવાનાં શેર બજારનાં સદસ્ય હતાં અને શેરોની લે વેચ પણ નિયમિત કરતા હતાં તેમજ ત્યાંનાં વ્યાપારી સમાજમાં પણ સારી છાપ પાડીને મિત્રાચરીનાં સારાં સંબંધો સ્થાપિત કર્યાં હતાં. પંડિત શ્યામજી શૈક્ષણિક, સામાજીક તેમજ સ્વતંત્રતા અને ન્યાયનાં કાર્યોને આર્થિક સહાય આપવાં સદા તત્પર રહેતાં હતાં. તેમણે જીનીવા સ્થિત ''લીગ ઓફ નેશન્સ'', હાલ 'યુનાઈટેડ નેશન'' નાં નામથી ઓળખાતી સંસ્થાને અમેરીકાનાં પ્રેસીડન્ટ વિલ્સનનાં નામ પર  સ્વતંત્રતા, ન્યાય અને

રાજનૈતીક નિરાશ્રીતોનાં આશ્રયનાં અધિકારને લગતાં તેમજ સ્વતંત્રતા પ્રાપ્ત કરવાં અને તેનું રક્ષણ કરવાનાં વિષય પર પ્રવચનમાળા શરૂ કરવા માટે ૧૦,૦૦૦ સ્વિસ ફ્રેન્કનું દાન આપવાની જાહેરાત કરી હતી પરંતુ બ્રિટીશ સરકારે આ યોજનાને ફૂટનીતિથી 'લીગ ઓફ નેશન''પર રાજકીય દબાણ લાવીને તેને શરૂ થવાં દીધી ન હતી. પંડિત શ્યામજીએ પ્રેસ એસોસિયેશન દ્વારાં આપવામાં આવેલાં મહાભોગ સમારંભમાં શ્યામજીએ ૨૫૦ પત્રકારો, સ્વિસ ફેડરેશનાં પ્રમુખ, 'લીગ ઓફ નેશન્સનાં પ્રમુખ અને જીનીવાનાં મહાપુરુષોની વચ્ચે પ્રેસ એસોસિયેશનનાં પ્રમુખ સમક્ષ એક બીજી પ્રવચન માળા શરૂ કરવા ભેટ આપવાની દરખાસ્ત મૂકી હતી જેને તમામ શ્રોતાગણે તાળીઓનાં ગડગડાટથી વધાવી લીધી હતી. આ પ્રવચનમાળાની દરખાસ્તની હાલત પણ અગાઉ કરેલ દરખાસ્તની જેવી જ થઈ જેનાંથી પંડિત શ્યામજી ઘણાંજ નિરાશ થયાં હતાં.

જન્યુઆરી ૧૯૨૧માં શ્યામજીએ લોકમાન્ય બાળગંગાધર તિળકની સ્મૃતિમાં દર વર્ષે પ્રવચનમાળા યોજવા માટે રુપિયા ૧૦,૦૦૦ નાં દાન ની જાહેરાત કરી અને આ પ્રવચનો અને તેનાં પ્રવક્તાઓની ત્રણ વર્ષ સુધી વરણી કરવાં ગાંધીજીનાં નામને નિયુક્ત કરી કોંગ્રેસનાં મુખપત્રનાં તંત્રીને પત્ર લખી તેમને આ યોજનાની દરખાસ્ત ગાંધીજીને તેમની માન્યતા માટે રવાનાં કરવાં જણાવ્યું હતું. પરંતુ અહિંસા, પ્રેમ અને શાંતિનાં પુજારી ગણાતાં ગાંધીજીએ તેમનાં જ આલોચક અને હિંસક આંદોલનનાં હિમાયતી ક્રાંતિકારી શ્યામજીની આ એક રાષ્ટ્રવાદી વિચારોનું સંવર્ધન કરવાં રાષ્ટ્રવાદી હુતાત્મા લોકમાન્ય તિળકની સ્મૃતિ માટે સ્થાપવામાં આવનાર પ્રવચમાળાની યોજના સામે ગાંધીજીએ બદલાની ભાવનાથી આંખ આડા કાન કરી અવગણના કરી હોવાની શક્યતાને જરાએ નકારી શકાય એમ નથી. ઈંગ્લંડમાં પ્રકાશીત થતાં અને ભારતની સ્વતંત્રતાનાં સમર્થક અંગ્રેજી સામયિક ''જસ્ટિસ''ને માતબર રકમનું દાન આપીને નવેમ્બર ૧૯૨૧માં પંડિત શ્યામજીએ પોતાનાં ખાસ મિત્ર અને ભારતની સ્વતંત્રતાના હિમાયતિ પ્રથમ અને અગ્રજ અંગ્રેજ લડવૈયા અને સહાયક મિ. હેન્રી હાઈન્ડ્મનની સ્મૃતિમાં દર વર્ષે આ સામાયિકમાં '' હેચ. એમ. હાઈન્ડ્મન ઈન્ડિયન મેમોરિયલ'' શિર્ષક હેઠળ સ્મૃતિ લેખ પ્રકાશીત કરવાની વ્યવસ્થા કરી. આજ વર્ષમાં પંડિત શ્યામજીએ ૧૦,૦૦૦ સ્વિસ ફ્રેન્કનું દાન યુનિવર્સિટી ઓફ જીનીવાને આપીને કવીવર રબિન્દ્રનાથ ટાગોરનાં જીનીવાનાં પ્રવાસની

યાદગીરીમાં ''રબિન્દ્રનાથ ટાગોર પ્રવચનમાળા'ની સ્થાપના કરી આ ઉપરાંત શ્યામજીએ રબિન્દ્રનાથ ટાગોરની સંસ્થા ''શાંતિનીકેતન''ને ૫૦૦૦ રૂપિયાનું દાન આપી શ્રી સુબ્રમનિય ઐયરનાં સન્માનમાં વાંચચનમાળાની સ્થાપના કરી હતી.

શ્યામજીએ બ્રિટીશ સામ્રાજ્યવાદી સરકારની આપખૂદશાહી અને કાવરતાંબાજીની કથની અને વ્યથા છ વર્ષનાં લાંબા ગાળાં પછી ડિસેમ્બર ૧૯૨૦માં પ્રકાશીત થયેલાં ''ધ ઈન્ડિયન સોસિયોલોજીસ્ટ''માં પોતાનાં તમામ પત્રવ્યવહારોની કોપી સાથે રજુ કરી. શ્યામજીએ ''ધ ઈન્ડિયન સોસિયોલોજીસ્ટ''નાં છેલ્લાં બે અંકો ઓગસ્ટ અને સપ્ટેમ્બર ૧૯૨૨ માં પ્રકાશિત કર્યાં હતાં જેને તેમની રાજનૈતિક કારકિર્દીની અંતિમ ઈચ્છા અને તેનાં કાર્યનાં અંતિમ દસ્તાવેજો માની શકાય. વૃદ્ધાવસ્થાને કારણે પંડિત શ્યામજી કૃષ્ણવર્માનું સ્વાસ્થ્ય પણ હવે સાથ આપી રહ્યું ન હતું તેમ છતાં પણ જીનીવા પધારતાં વિશ્વનાં સ્વાતંત્રવાદીઓ, ભારતીય ક્રાંતિકારીઓ અને રાજનેતાઓ અચુક આ મહાન વિભૂતિ પંડિત શ્યામજી કૃષ્ણવર્માની મુલાકાત લઈ તેમની, સલાહ, માર્ગદર્શન અને આશિર્વાદ લેવાનું ચુકતાં ન હતાં. 'સાર્વદેશિક' માસિકનાં સપ્ટેમ્બર ૧૯૫૧માં છપાયેલાં પંડિત રામનારાયણ મિશ્રનાં સંસ્મરણો મુજબ તેઓ શ્રી ગૌરીશંકર એડવોકેટ, શ્રી પ્યારેલાલ સસ્તોગી અને શ્રીરામ વાજપાય સાથે જીનીવા ''સાર્વદેશીક શિક્ષા સમ્મેલન''માં ભાગલેવાં ગયાં હતાં ત્યારે આકસ્મિક રીતે જ તેમેની મૂલાકાત પંડિત શ્યામજી કૃષ્ણવર્મા સાથે થઈ હતી. પંડિત શ્યામજીએ પોતાની સભ્યતાનુસાર અને ભારતીય પરમ્પરાનુસાર વિદેશમાં આવેલ પોતાના સ્વદેશી બાંધવોને ને આદર્પૂર્વક પોતાનાં ઘરે ચાનાસ્તા માટે આમંત્ર્યાં હતાં અને તેઓ શ્યામજીનાં ઘરે ૪થી ઓગસ્ટ ૧૯૨૯ નાં દિને બપોરે ગયાં હતાં. ભારતની સ્વતંત્રતા અને આર્યસમાજની ગતીવિધીઓ પર ચર્ચા થતાં શ્યામજીએ આ મહાનુભાવોને કહ્યું હતું કે તેમની પાસે સ્વામિ દયાનંદજીનાં પત્રવ્યવહારનો મોટો સંગ્રહ છે જેનાં માધ્યમ અને આધારથી સ્વામિજીનાં જીવનનાં એક એવાં અનોખાં જીવનચરિત્ર પર પ્રકાશ પડશે કે જેનાંથી લોકો આજ સુધી અજાણ છે. તેમણે આર્યસમાજને આ પત્રવ્યવહારો પર સંશોધન કરવાં એક સંસ્કૃત અને અંગ્રેજીનાં જાણકારને મોકલવાનો પ્રસ્તાવ પણ કર્યો હતો અને તેઓ તેનાં રહેવા અને પાછા જવાનો ખર્ચ પણ આપવાં તેયાર હતાં. જે સુચવે છે કે શ્યામજી પોતાનાં ગુરુ

દયાનંદ સરસ્વતિનાં જીવન પર એક પુસ્તક પ્રકાશીત કરવા માંગતાં હતાં જે સ્વામિજીના જીવન અને ઉદેશ્ય પર નવો પ્રકાશ પાડી શકે. પંડિત રામનારાયણ મિશ્રની ધારણા એ હતી કે શ્યામજી એક ક્રાંતિકારી હોવાને લીધે ઉગ્ર, ઉતાવળાં અને તીવ્ર સ્વભાવનાં હશે પરંતુ પરિચય બાદ તેમની ધારણા ખોટી સિદ્ધ થઈ હતી. પંડિત રામનારાયણ મિશ્રએ તેમનાં સંસ્મરણોમાં શ્યામજી એક ગંભીર,સંતુલીત, બુદ્ધિશાળી અને મિલનસાર વ્યક્તિ હોવાનો ઉલ્લેખ કર્યો હતો.

આંતરડા અને આંખની માંદગી અને વૃદ્ધાવસ્થાની બીમારીથી પિડાતાં પંડિત શ્યામજીને માર્ચ ૧૯૩૦માં ''ક્લીનીક લા કોલીન''માં સારવાર માટે દાખલ કરવામાં આવ્યાં હતાં. પંડિત શ્યામજીએ જીનીવાની આ હોસ્પિટલમાં ૩૦મી માર્ચ ૧૯૩૦નાં દિને રાત્રે ૧૧.૩૦ વાગ્યે ભારતનાં મહાન ક્રાંતિગુરુ પંડિત શ્યામજીએ અંતિમ શ્વાંસ લીધો. પંડિત શ્યામજી અને ભાનુમતિજી નિઃસંતાન હતાં તેમ છતાં શ્યામજી એ અનેક ક્રાંતિવીરો અને સ્વાતંત્ર્યસેનાનીઓનું સર્જન કરી ભારત માતાનાં ખોળામાં અનેક પુત્ર પુત્રીઓ અર્પણ કર્યાં હતાં. સદભાગ્યે શ્યામજીનાં અંતિમ સંસ્કાર કરવાં યોગાનુયોગ એવાં જ એક રાષ્ટ્રવાદી સ્વાતંત્ર્યસેનાની અને કાશી વિદ્યાપિઠનાં સ્થાપક રાષ્ટ્રરત્ન શ્રી શીવ પ્રસાદ ગુપ્તા પોતાનાં કામે જીનીવા આવ્યાં હતાં અને તેમને પંડિત શ્યામજીનાં દર્શન કરી વાર્તાલાપ કરવાની મહેચ્છા હતી. જ્યારે શ્રી શીવ પ્રસાદ ગુપ્તાને ખબર પડી કે પંડિત શ્યામજી હોસ્પિટલમાં અંતિમ ઘડીઓ ગણી રહ્યાં છે ત્યારે તેઓ તુરંત જ હોસ્પિટલ જવાં દોડ્યાં હતાં પરંતુ તેઓ ત્યાં પહોચે તે પહેલાં તો મહાન ક્રાંતિકારી પંડિત શ્યામજીનું પ્રાણ પંખેરું  ઉડી ગયું હતું. શ્રી શીવ પ્રસાદ ગુપ્તાએ ભગ્ન હૃદયે રાષ્ટ્રનાં ક્રાંતિકારી પ્રપિતામહ પંડિત શ્યામજી કૃષ્ણવર્માને અશ્રુભીની આંખે શ્રદ્ધાંજલી આપી ભાનુમતિજીને સાંત્વન આપ્યું હતું. ભાનુમતિજીની આજ્ઞા મુજબ શ્રી શીવ પ્રસાદ ગુપ્તાએ પંડિત શ્યામજી કૃષ્ણવર્માને અગ્નિસંસ્કાર આપી એક સાચા રાષ્ટ્રપુત્ર તરીકે પોતાની ફરજ અર્પણ કરી હતી. ભાગ્યોવસાત શ્રી શીવ પ્રસાદ ગુપ્તાને પંડિત શ્યામજી જેવી મહાન વ્યક્તિને મળીને વાર્તાલાપ કરવાની આકાંક્ષા તો ન ફળી પરંતુ મહાન ક્રાંતિગુરુનાં પાર્થિવ દેહને એક પુત્ર તરીકે અગ્નિસંસ્કાર આપવાનુ ઐતિહાસિક સૌભાગ્યતો તેમને જરૂર પ્રાપ્ત થયું હતું. શ્યામજીનાં મૃત્યુનાં સમાચારને બ્રિટીશ સમાચાર પત્રોએ  બ્રિટીશ સરકારનાં

દબાવથી પ્રકાશીત કરવા દેવામાં આવ્યાં ન હતાં. જેને કારણે પંડિત શ્યામજી કૃષ્ણવર્માને ભારતમાં કોઈ સાર્વજનિક સ્તરે કોઈ શ્રદ્ધાંજલીનો મોટો કાર્યક્રમ યોજાયો ન હતો પરંતુ ક્રાંતિકારી સરદાર ભગતસિંઘ અને તેમનાં સાથીદાર ક્રાંતિકારી સુખદેવ અને ક્રાંતિકારી ચંદ્રશેખર આઝાદે લાહોર જેલમાં એક દિવસ ભૂખા રહીને ક્રાંતિગુરુ પંડિત શ્યામજી કૃષ્ણવર્માને સાચી શ્રદ્ધાંજલી અર્પણ કરી હતી. લોકમાન્ય બાળ ગંગાધર તિળકનાં મરાઠી દૈનિક સમાચાર પત્ર 'મરાઠા'એ ક્રાંતિગુરુ પંડિત શ્યામજી કૃષ્ણવર્માને હૃદયસ્પર્શી શ્રદ્ધાંજલી અર્પણ કરી હતી. મરાઠા સમાચારપત્રમાં લખ્યું હતું," શ્યામજી કૃષ્ણવર્માની સાથે જ જુની પેઢીનાં દેશનાયકોનો યુગ સમાપ્ત થઈ ગયો છે. એ શ્રૃંખલા હવે છુટી પડી ગઈ છે જે આજ સુધી તે પેઢીને વિદ્યમાન પેઢીનાં ક્રાંતિકારીઓની સાથે જોડતી હતી. શ્યામજી કૃષ્ણવર્માએ દેશને સ્વતંત્ર કરવા માટે ક્રાંતિનાં માર્ગને જરૂરી માનતાં હતાં. તેઓ ક્યાં સુધી સત્ય હતાં તેનો નિર્ણય તો ઈતિહાસ જ કરશે. અમને તેનો અધિકાર નથી. પરંતુ ભારતભૂમિથી હજારોં માઈલ દૂર રહીને તેમણે પોતાની અલૌકિક પ્રતિભા અને અપાર સમ્પત્તિને દેશનાં હિતાર્થે લગાડી દીધી હતી. ભારતીયઓનાં હૃદયમાં તેઓ હંમેશાં સર્વોચ્ચ સ્થાન પર બિરાજતા રહેશે."

ક્રાંતિગુરુ પંડિત શ્યામજી કૃષ્ણવર્માનો નિર્વાણદિન એજ દિવસ હતો કે જે દિવસે ગાંધીજી દાંડી સત્યાગ્રહનાં ભાગરૂપે દાંડીનાં સમુદ્ર તટ પર કૂચ કરીને વિશ્વનાં સમાચારપત્રોનાં પ્રતિનિધિઓનાં કાફલાં સામે અસહકાર આંદોલન અને"સોલ્ટ ટેક્ષ'ને નાબૂદ કરવાની ચળવળની શરુઆત કરીને ઝળહળતી પ્રસિદ્ધિ મેળવી રહ્યાં હતાં. પંડિત શ્યામજી કૃષ્ણવર્માએ બે દાયકા પહેલાં ભારતના લોકોને આ જ મુદાઓપર આંદોલન કરવાં તેમનાં સમાચાર પત્રમાં હાકલ કરી સુચના અને ઉપદેશ આપ્યાં હતાં અને "સોલ્ટ ટેક્ષ' એટલે મીઠા પરનાં કરવરાનો મુદ્દો પણ તેમણે તેમનાં સમાચાર પત્રમાં ઉઠાવ્યો હતો. ક્રાંતિગુરુ પંડિત શ્યામજી કૃષ્ણવર્મા સાથેનાં ગાંધીજીનાં વૈચારીક મતભેદો અને ઈન્ડિયન નેશનલ કોંગ્રેસની નીતીઓનાં કટ્ટર વિરોધી હોવાને કારણે ૬ ઠ્ઠી એપ્રીલ ૧૯૩૦નાં દિને ગાંધીજીએ યોજેલ વિશાળ આંદોલનની મહાસભામાં ન તો શ્યામજીને શ્રદ્ધાંજલી આપવામાં આવી હતી કે ન તો શ્યામજીનાં મૃત્યુનાં વિષે કોઈ ઉલ્લેખ સરખો પણ કરવામાં આવ્યો હતો. જે ભારતનાં સ્વાતંત્ર્ય સંગ્રામનાં ઈતિહાસનું એક શરમ જનક પૃષ્ઠ

છે. આ ઉપરાંત ભારતનાં સ્વાતંત્ર્ય સંગ્રામના ઈતિહાસની એ નામોશી અને શરમજનક વાત છે કે ઈન્ડિયન નેશનલ કોન્ગ્રેસનાં તેમજ ગાંધીજીનાં કોઈ પણ સમાચારપત્રોએ અને માસિકોએ પણ ક્રાંતિગુરુ પંડિત શ્યામજીનાં દેહાંતનાં સમાચારો પ્રકાશીત કરી શોક અને શ્રદ્ધાંજલી અર્પણ કરી ન હતી.

ક્રાંતિગુરુ પંડિત શ્યામજીનાં દેહાંત પર્યંત તેમનાં પત્નિ શ્રીમતી ભાનુમતિ કૃષ્ણવર્માએ પોતાનાં સ્વર્ગસ્થ પતિનાં દાન અને સખાવતનાં કાર્યને ચાલું રાખ્યું હતું. તેમણે પંડિત શ્યામજીની સ્મૃતિમાં જીનીવાની વિશ્વવિદ્યાલયને ૧૦,૦૦૦ સ્વિસ ફ્રેન્કનું દાન આપ્યું. આ દાન ની રકમનાં વ્યાજમાંથી દર વર્ષે સમાજશાસ્ત્રને લગતાં વિષય પર વિશ્વવિદ્યાલય દ્વારાં માન્ય થયેલ ‘થેસિસ’ ને છપાવીને પ્રકાશીત કરવાંની વ્યવસ્થા કરાવી હતી. પંડિત શ્યામજીને જે હોસ્પિટલમાં સારવાર અપાઈ હતી અને જ્યાં તેમણે છેલ્લો શ્વાંસ લીધો હતો તે હોસ્પિટલ ‘’ક્લિનીક લા કોલીન’’ને ભાનુમતિજીએ ૧૦,૦૦૦ સ્વિસ ફ્રેન્ક્નું દાન પંડિત શ્યામજીનાં સમર્ણાર્થે કર્યું હતું. આ દાન અને તેનાં વ્યાજની રકમ ગરીબ અને જરૂરીયાતમંદ જીનીવાવાસીઓને મદદ થાય એ માટે વ્યવસ્થા કરી હતી. આ ઉપરાંત ભાનુમતિજીએ ૯૦,૦૦૦ ફ્રેન્ચ ફ્રેન્કની મોટી રકમનું દાન પેરીસમાં આવેલ પ્રખ્યાત સોર્બોન યુનિવર્સિટીને અર્પણ કરી ત્યાં ભારતથી વધુ અભ્યાસાર્થે આવતાં વિદ્યાર્થીઓને છાત્રવૃત્તિ આપવાં ‘’ પંડિત શ્યામજી કૃષ્ણવર્મા ફાઉન્ડેશન’’ની સ્થાપના કરી હતી. વિશેષમાં ભાનુમતિજીએ તેમનાં પતિ શ્યામજી કૃષ્ણવર્માનાં અણમોલ પુસ્તકોનાં સંગ્રહને સોર્બોન યુનિવર્સિટીનાં ‘’ઈન્સ્ટીટ્યુટ ડી સિવિલાયઝેશન ઈન્ડિયેન’’ને એક લાકડાનાં કબાટ સાથે ભેટ આપવામાં આવ્યો હતો આ કબાટ ની બે બાજુઓ પર પંડિત શ્યામજી અને ભાનુમતિજીનાં ફોટાઓ અને કબાટની ઉપર બન્નેનાં નામની ફ્રેન્ચ ભાષામાં કોતરેલી તક્તિ પણ મુકવામાં આવ્યાં હતાં. પંડિત શ્યામજી કૃષ્ણવર્માનાં સ્મર્ણાર્થે આપવામાં આવેલ અઢળક દાનને સન્માનવા માટે સોર્બોન યુનિવર્સિટીએ તેમનાં દાનવીર દાતાઓના વૈભવી ખંડ જે ‘’ ધ હોલ ઓફ ઓનર’ તરીકે ઓળખાય છે ત્યાં પંડિત શ્યામજી કૃષ્ણવર્માનાં નામની સન્માનનીય તક્તિ લગાવવામાં આવી છે. કદાચ પંડિત શ્યામજી કૃષ્ણવર્મા જ એક એવી પ્રથમ ભારતીય કે એસિયન વ્યક્તિ હશે કે જેને આ ખંડમાં સન્માનનિય સ્થાન પ્રદાન કરવામાં આવ્યું હોય.

પંડિત શ્યામજી કૃષ્ણવર્મા ભારતનાં સ્વાતંત્ર્ય સંગ્રામનાં એક એવાં રાષ્ટ્રવાદી ક્રાંતિકારી નેતા હતાં જેઓ તેમનાં ગુરુવર સ્વામિ દયાનંદ સરસ્વતિનાં સ્વપ્નનું ''સંપૂર્ણ સ્વરાજ્ય'' ઝંખતા હતાં અને તે પ્રાપ્ત કરવાં માટે તેઓ એક મહાન યોદ્ધાની જેમ બ્રિટીશ સરકારની શરણાગતી સ્વિકાર્યાં વિના અંતિમ શ્વાંસ સુધી તન, મન, અને ધનનું આત્મબલિદાન આપીને ખમીર અને ઝનુનથી લડતાં રહ્યાં હતાં. જ્યારે ઈન્ડિયન નેશનલ કોંગ્રેસનાં ઉદારમતવાદી નેતાઓ બ્રિટીશ સામ્રાજ્યવાદની ચપલુસી, પગચંપી, અરજ અને આજીજી અને પ્રાર્થના કરી રહ્યા હતાં ત્યારે શ્યામજીએ બ્રિટીશ સામ્રાજ્ય સામે ભારતને સ્વતંત્ર કરાવવાં કોઈ પણ પ્રકારનાં સમાધાન વિના પોતાનું મસ્તક હંમેશાં ઉંચું રાખીને આત્મસન્માન સાથે  અમરણાંત યુદ્ધ જાહેર કર્યું હતું. પંડિત શ્યામજી કૃષ્ણવર્માએ પોતાની માતૃભૂમિને પરદેશી આપખુદ  બ્રિટીશ સત્તાની બેડીમાંથી મૂક્ત કરાવવાં આજીવનભર દેશવટો ભોગવ્યો હતો અને પરદેશમાં રહીને પણ અનેક ક્રાંતિવીરોને એક ક્રાંતિગુરૂ તરીકે દીક્ષા આપી હતી અને ભારતમાં અસંખ્ય ક્રાંતિકારીઓને પ્રેરણા, માર્ગદર્શન અને આર્થિક સહાય પણ આપ્યાં હતાં. દુર્ભાગ્યે પંડિત શ્યામજી કૃષ્ણવર્મા ભારતની સ્વતંત્રતાનો સોનેરી સુર્યોદય જોવાં જીવંત રહ્યાં નહિં પરંતુ તેમણે જોયેલ સંપૂર્ણ સ્વરાજયનું સ્વપ્ન તેમનાં મૃત્યુ પર્યંત ૧૭ વર્ષ પછી તેમણેજ સુચવેલાં અહિંસક અને હિંસક સશસ્ત્ર ક્રાંતિનાં સમન્વયથી પરિપૂર્ણ થયું. ભલે સ્વતંત્રતા પછી કોંગ્રેસ પક્ષ શાશીત ભારત સરકારે ક્રાંતિગુરૂ પંડિત શ્યામજી કૃષ્ણવર્માની ૫૬ વર્ષ અવગણના અને ઉપેક્ષા કરી પરંતુ તેમનું નામ ભારતમાં જ નહીં પણ સારાં એ વિશ્વમાં એક અહિંસાવાદી અને હિંસાવાદી ક્રાંતિકારી તરીકે અને સ્વાતંત્ર્ય સેનાની તરીકે યાદગાર રહેશે. પંડિત શ્યામજી કૃષ્ણવર્મા એક એવાં સ્વાતંત્ર્ય યોદ્ધા હતાં કે જેમણે કલમનો એક વિનાશકારી શસ્ત્ર તરીકે ઉપયોગ કરી શક્તિશાળી બ્રિટીશ સામ્રાજ્યનાં મજબૂત પાયાને હચમચાવી મુક્યો હતો અને તેમણે અહિંસા અને જરૂરી હિંસાનાં પાઠો ભણાવીને ભારત અને ભારત બહાર અનેક ક્રાંતિકારી સ્વાતંત્ર્યસૈનિકોનું નિર્માણ કરી ભારતની સ્વતંત્રતા પ્રાપ્તિનાં અભિયાનમાં મુખ્ય અને મહત્વનો ફાળો અર્પણ કર્યો હતો.



Hall of honour where the memorial plaque of
Pandit Shyamaji Krishnavarma is erected



Rare collection of Pandit Shyamaji Krishnavarma's
Sanskrit and other books donated to Cite Universitaire,
Paris with the book chest. The name was carved
on top of the chest

[૧] પેરીસ વિશ્વવિદ્યાલયનાં સન્માન ખંડમાં પંડિત શ્યામજીની તક્તી
[૨] શ્રીમતિ ભાનુમતિજીએ પેરીસ વિશ્વવિદ્યાલયને ભેટમાં આપેલાં પંડિત શ્યામજીનાં અલભ્ય પુસ્તકો અને કબાટ પર તેમનાં નામની તક્તી..

# ક્રાંતિગુરુ પંડિત શ્યામજી કૃષ્ણવર્માની અંતિમ ઈચ્છાની પરિપૂર્ણતાની ગાથા

ક્રાંતિગુરુ પંડિત શ્યામજી કૃષ્ણવર્મા પોતાની માતૃભૂમિ ભારતની સ્વતંત્રાને નિહાળવાં વૃદ્ધવસ્થા અને કથળતાં સ્વાસ્થ્યને કારણે જીવીત રહી શક્યા ન હતાં પરંતુ ભારતને ભવિષ્યમાં બ્રિટીશ સત્તાની પરતંત્રતામાંથી સંપૂર્ણ સ્વતંત્રતા પ્રાપ્તીની તેમની દ્રઢ માન્યતા અને મક્કમ આત્મવિશ્વાસ ઘણો અડગ અને મજબૂત હતો. આજ કારણે તેમણે અગાઉથી જ પૈસા આપીને જીનીવાની સ્થાનિક સરકાર વિલ્લે ડી જીનીવ અને સેઈન્ટ જ્યોર્જીસ સ્મશાનગૃહ સાથે પોતાની અને તેમનાં ધર્મપત્ની ભાનુમતિજીનાં અસ્થિઓને સ્મશાનગૃહનાં સંગ્રહાલયમાં વ્યવસ્થિતરીતે સો વર્ષ સુધી સાંચવી રાખવાનો અને એ સો વર્ષ દરમિયાન જો પોતાની માતૃભૂમિ ભારતને સ્વતંત્રતા પ્રાપ્ત થાય તો તેમનાં અસ્થિઓને તેમનાં વતન ભારતમાં મોકલવા માટેનો કાયદેસર દસ્તાવેજ મોટી રકમ ચુકવીને કર્યો હતો. આ ઉપરાંત તેમણે સ્મશાનગૃહમાં પોતાનાં સ્મારક માટે એક નાનકડી જમીનનો પટ્ટો પણ ખરીદ્યો હતો.  ભારતની સ્વતંત્રતાનાં ઈતિહાસમાં એક એવી શરમજનક ઘટના કે ભારતને સ્વતંત્રતા મળ્યાં બાદ સત્તાધારી કોંગ્રેસ પક્ષની સરકારે જીનીવા્ની સ્થાનિક સરકાર અને સ્વિસ સરકારની તેમજ શ્યામજી પ્રેમી દેશભક્તો અને સંસ્થાઓની પંડિત શ્યામજી અને તેમનાં ધર્મપત્ની ભાનુમતિજીનાં અસ્થિઓને ભારત લઈ આવવાની અનેક વિનંતિઓની સામે આંખ આડાં કાન કરી જાણી જોઈને અવગણના કરી હતી. આ આસ્થિઓની અવગણના કરવાં પાછળ સ્વતંત્રભારતની સત્તાધારી કોંગ્રેસ સરકારનો પંડિત શ્યામજી કૃષ્ણવર્મા પ્રત્યેનો તેમનો દુરાગ્રહ, દુરાચરણ, અદેખાઈ, દ્વેષ અને ધૃણા હતાં કારણકે પંડિત શ્યામજી કોંગ્રેસ અને ગાંધીજીની કેટલીક વિચારધારાઓ અને રાજનીતિનાં કટ્ટર આલોચક અનેવિશ્લેશક હતાં. આજે ઘણાં ભારતીયઓને અને ઈતિહાસકારોને લાગે છે કે ભારતની સ્વતંત્રતા બાદ સત્તાધારી કોંગ્રેસ પક્ષે ભારતની સ્વતંત્રતા માટેનો સો ટકા યશ માત્ર કોંગ્રેસ પક્ષ, તેમનાં અહિસાવાદી આંદોલન અને પોતાનાં નેતાઓને નામે કરવાં એક ગુપ્ત શડયંત્ર રચી સશસ્ત્રક્રાંતિકારી નેતાઓ પંડિત

શ્યામજી, નેતા સુભાષચંદ્ર બોઝ, રાસબીહારીજી, બાઘા જતીન, શ્રી અરવિંદ ઘોષ, ચાફેકર બંધુઓ અને ખુદીરામ બોઝ, ભગતસિહ જેવાં અનેક ક્રાંતિકારીઓએ ભારતની સ્વતંત્રતાનાં અભિયાનમાં આપેલ અમૂલ્ય ફાળો, બલીદાન અને યોગદાનને છુપાવવાં અને દબાવી દેવાંનો રાજકીય પ્રયાસો અવશ્ય થયાં છે. સ્વતંત્ર ભારતનાં શૈક્ષણીક અભ્યાસક્રમોમાં આવાં ક્રાંતિકારીઓનાં જીવન ચરીત્ર અને કાર્યોને ક્યાંક સંક્ષીપ્તમાં વર્ણાવી અથવા તો સંપૂર્ણ પણે અવગણના કરી છે જે એ વાતને પુરવાર કરે છે. આ ઉપરાંત સ્વતંત્ર ભારતનાં અન્ય રાજકીય પક્ષોએ પણ સ્વતંત્રતાની અર્ધી શતાબ્દી સુધી આ વિષય પર દુર્લક્ષ સેવી એક વિપક્ષ તરીકે એક હથ્થુ સત્તાધારી કોંગ્રેસ પક્ષની કૂટનીતિનો વિરોધ કરી સુયોજીત રીતે ભૂલાવવામાં આવેલાં ભારતનાં સશસ્ત્ર ક્રાંતિકારીઓને સન્માન અને ન્યાય ન અપાવવામાં માટે તેઓ પણ દોશી છે.

ક્રાંતિગુરુ પંડિત શ્યામજી કૃષ્ણવર્મા તેમનાં ધર્મપત્ની ભાનુમતિજીનાં અસ્થિઓને ભારત લાવવાનાં વિષયમાં એ પણ એક દુઃખદ ઘટના છે કે શ્યામજીનાં શિષ્યો, સહકાર્યકરો, સાથીઓ, મિત્રો, શ્યામજી અને ભાનુમતિજીની અઢળક સંપત્તિનાં વસિયતનામાંનાં વહીવટકર્તા શ્રી સરદારસિંહ રાણાજી, આર્યસમાજ સંસ્થા તથા તેમની અઢળક મિલ્કતનો વારસો મેળવનારાં ભાનુમતિજીનાં પીયરનાં સગાસંબંધીઓ તેમજ શ્યામજીની સ્કોલરશીપ(છાત્રવૃત્તિ) મેળવી લંડનમાં ઉચ્ચ શિક્ષણ પ્રાપ્ત કરી સ્વતંત્ર ભારતની રાજનીતિ અને કારોબારમાં ઉચ્ચ પદો પામનારાંઓએ પણ કાર્યપરાયણતા, માનવતા અને કૃતજ્ઞતાની દ્રષ્ટીએ પણ શ્યામજી અને તેમનાં પત્નીનાં અસ્થિઓને ભારત લાવવાં કોઈ પ્રયાસો કર્યા ન હતા. કચ્છ અને મુંબઈનાં કેટલાંક દેશભક્ત અને શ્યામજી પ્રેમી કચ્છીઓએ શ્રી મંગળભાઈ ભાનુશાલી અને શ્રી હીરજીભાઇ કારાણીની આગેવાની હેઠળ રચાયેલ ક્રાંતિવીર પંડિત શ્યામજી કૃષ્ણવર્મા મેમોરિયલ ફાઉન્ડેશ અને કચ્છ ક્રાંતિદળે પંડિત શ્યામજીનાં સંસ્મરણોની જ્યોતને મુંબઈ અને કચ્છમાં અખંડ સળગતી રાખી સ્વતંત્ર પણે અસ્થિઓને ભારત લાવવાં પ્રયત્નશીલ રહ્યાં પરંતુ તેમને આ બાબતમાં કોંગ્રેસ શાશીત ભારત સરકાર પાસેથી પણ કોઈ સકારાત્મક સફળતા પ્રાપ્ત થઈ ન હતી. આ ઉપરાંત ૧૯૭૩માં ફ્રાન્સમાં રહેતાં ડૉ. પૃથ્વિન્દ્ર મુખરજી, કે જેઓ વીર બાઘાનાં નામે ઓળખાતાં બંગાળનાં મહાન પ્રસિદ્ધ ક્રાંતિકારી જતીન મુખરજીનાં ભાઈનાં પ્રપોત્ર થાય છે

તેમણે પણ શ્યામજીનાં અસ્થિઓ ભારત લઈ જવાં માટે પ્રયત્નો કરી ત્યારનાં પ્રધાનમંત્રી શ્રીમતિ ઈન્દીરા ગાંધી સાથે પણ પત્રવ્યવહાર કર્યો હતો પરંતુ તેમનાં તરફથી કોઈ પ્રતિસાદ મળ્યો ન હતો. ભારતમાં પંડિત શ્યામજી કૃષ્ણવર્મા મેમોરિયલ ફાઉન્ડેશનનાં સભ્યો, અન્ય સંસ્થાઓ અને અન્ય લોકો તેમજ ક્રાંતિ દળનાં સભ્યોનાં પ્રયાસથી કચ્છ અને મુંબઈમાં કાળાંતરે પંડિત શ્યામજીનાં જીવન પર લેખોનું પ્રકાશન સમાચાર પત્રોમાં પ્રાસંગીક ધોરણે અવરનવર થતું રહ્યું અને શ્યામજીની સ્મૃતિને જ્વલંત રાખવાં તેમની જન્મ જયંતિ અને નિર્વાણ દિન પર ઉજવણીનાં કાર્યક્રમો થતાં રહ્યાં પરંતુ વીલ્લે ડી સરકાર સાથે અસ્થિઓને ભારત લાવવાં સંબંધમાં કોઈ સીધો પત્રવ્યવહાર સ્થાપિત કરવામાં આવ્યો ન હતો.

સત્યને લાખો પ્રયત્નોથી છુપાવવાંની કોશીશો કરવામાં આવે તો પણ તેને ક્યારેય છુપાવી શકાતું નથી. સત્યનો વિજય આખરે તો નિશ્ચિત જ હોય છે. ભારતની સ્વતંત્રતા બાદ કોંગ્રેસ સરકાર અને તેનાં નેતાઓ શ્યામજીનાં જીવન અને કાર્યોનાં સત્યને છુપાવવાં કરેલ ચાલાકી અને કાવતરું પંડિત શ્યામજી કૃષ્ણવર્માનાં નામને સારાંએ ભારતમાં સુપ્રચલીત ન થવા દેવામાં મહદ અંશે સફળ થયાં હતાં પરંતુ સાચાં રાષ્ટ્રવાદી દેશભક્ત ભારતીઓનાં મન અને હૃદય પરથી તેમનું નામ હટાવાં સંપૂર્ણરીતે સફળ થઈ શક્યા ન હતાં. પંડિત શ્યામજીનો તેની માતૃભૂમિ માટે નિઃસ્વાર્થ પ્રેમ તેમજ તન મન અને ધનનાં અપૂર્વ બલિદાન અને દેશભક્તિની ગાથા અલ્પ સંખ્યક કચ્છનાં સ્થાનિક રાષ્ટ્રવાદી દેશભક્ત લોકોનાં મન અને હૃદયમાં જાગૃત રહી અને તેનાં ફળસ્વરૂપ માંડવીમાં પંડિત શ્યામજી કૃષ્ણવર્મા મેમોરીયલ ફાઉન્ડેશન અને કાળાંતરે ઘાટકોપર, મુંબઈમાં તેની સહયોગી સંસ્થા ક્રાંતિવીર પંડિત શ્યામજી કૃષ્ણવર્મા સ્મારક સમિતિનું નિર્માણ થયું, આ સમિતિનાં મુખ્ય કાર્યકર્તા શ્રી મંગળભાઈ, શ્રી હિરજીભાઈ કારાણી, ડો. બિપીનભાઈ ત્રિવેદી, ડો. છોટાલાલ કોઠારી, શ્રીમતિ દક્ષાબેન ઓઝા તેંઆ અન્ય ટ્રસ્ટી મંડળનાં સભ્યોએ પંડિત શ્યામજીનાં સંસ્મરણોને જાળવી રાખવાં અને તેમનાં કાર્યો અને બલીદાનની ગાથાને જીવંત રાખી પ્રચાર કરવાંનાં  અથાગ પ્રયાસો અને પ્રયત્નો કર્યાં છે. આ સંસ્થાનાં સ્થાપક સભ્ય શ્રી મંગળભાઈ ભાનુશાલી કે જેઓ પંડિત શ્યામજીની જ્ઞાતિનાં છે અને ઘાટકોપર, મુંબઈનાં રહેવાસી અને સમાજનાં અગ્રગણી કાર્યકર્તા અને રાજકરણી

છે, તેમણે લગભગ બે દાયકા પહેલાં પંડિત શ્યામજી અને ભાનુમતિજીનાં અસ્થિઓને ભારત લાવાં માટે પોતાની સંસ્થાના નેજા હેઠળ પ્રયત્નો આદર્યાં હતાં પરંતુ લાંબા સમય દરમિયાન ભારત સરકાર સાથે તુટક પત્રવ્યવહાર દ્વારા પ્રયત્નો કરવાં છતાં કોઈ સકારાત્મક સફળતા પ્રાપ્ત થઈ ન હતી. મુંબઈ ભારતીય જનતા પક્ષનાં વરિષ્ઠકાર્યકર્તા અને સાંસદ શ્રી કિરીટ સોમૈયાજીએ શ્યામજીનાં અસ્થિઓને ભારત લાવવાં સંબંધમાં ભારત સરકારનાં વિવિધ ખાતાઓમાં અંગત અને ફોનપર તપાસ અને પત્રવ્યવહાર કરી પંડિત શ્યામજીનાં અસ્થિઓને ભારત લાવવા સંબંધમાં તનતોડ મહેનત કરી હતી અને લોકસભામાં પ્રશ્નો ઉઠાવી અને લોકસભાનાં સ્પીકરને જનહિત યાચિકા પણ મોકલી હતી. જીનીવા ની સ્થાનિક સરકાર અને સ્વિસ સરકારે ભારત સરકાર સાથે સમય સમયે આ અસ્થિઓ વિષયમાં કરવામાં આવેલ અવિરત પ્રયત્નો અને વિનંતિઓ સામે ભારત સરકારે તેમની ફ્રાન્સ અને બર્ન ખાતેની કચેરીમાં તપાસ તો કરાવી હતી પરંતુ તેમણે આ વિષયને પ્રાથમિક મહત્તા આપી ન હતી અને તેમણે આંખ આડાં કાન કરી મૌન જ સેવીને કોઈ હકારાત્મ અને સકારાત્મક પગલાં લેવાની જીજ્ઞાસા પ્રદર્શિત કરી ન હતી.

પંડિત શ્યામજી અને ભાનુમતિજીનાં અસ્થિઓને ભારત લાવવાનાં પ્રયત્નોમાં નવો પ્રાણ પૂરી મુખ્ય યોગદાન આપવાનું અને સકારાત્મક ભાગ ભજવવાનું સૌભાગ્ય મારાં એટલે આ પુસ્તકનાં લેખક શ્રી હેમંતકુમાર ગજાનન પાધ્યાનાં સદભાગ્યનાં વિધીલેખમાં લખાયેલ હશે. આશ્ચર્યની વાત તો એ છે કે મેં મારાં ભારતનાં શૈક્ષણિક જીવન દરમિયાન એટલે સ્નાતકની પદવી પ્રાપ્ત કરી ત્યાં સુધી ભારતની સ્વતંત્રતાનાં લડવૈયાઓમાં પંડિત શ્યામજી કૃષ્ણવર્માજીનુ નામ કદી પણ સાંભળ્યું ન હતું અને અભ્યાસક્રમમાં ક્યારે ય ભણવામાં પણ આવ્યું ન હતું. તેઓ વધુ અભ્યાસાર્થે એમ. એસસી. કરવાં ઈંગ્લંડ આવ્યાં બાદ અહીં ઈંગ્લંડમાં જ સ્થાયી થયા હતાં. વર્ષો પર્યંત જ્યારે શ્રી હેમંતકુમાર પાધ્યા બ્રિટીશ લાયબ્રરીમાં અંગત શોધખોળ કરી રહ્યાં હતાં ત્યારે આકસ્મિક રીતે પંડિત શ્યામજી કૃષ્ણવર્માજીના નામનો ઉલ્લેખ ભારતની સ્વતંત્રતાનાં ક્રાંતિકારી લડવૈયા તરીકે પ્રાપ્ત થયો અને એમનાં વિષે વધુ માહિતી જાણવાની અનુભૂતિ સહ ઉત્કંઠા અને આકાંક્ષા જાગી. સદભાગ્યે બ્રિટનનાં પુસ્તકાલયોનાં અદભૂત, વિશાળ અને પ્રશંશનીય સંગ્રહાલય અને તેની જાળવણી તથા વિતરણ વ્યવસ્થાને કારણે પંડિત શ્યામજી

કૃષ્ણવર્માજીના જીવન અને કાર્ય વિષે રસસ્પ્રદ માહિતીઓ બ્રિટિશ લાયબ્રરી લંડન અને બોડ્લીયન લાયબ્રરી ઓક્ષફર્ડ્માંથી પ્રાપ્ત થઈ શકી હતી. પંડિત શ્યામજી કૃષ્ણવર્માજીનાં જીવન, કાર્ય અને આત્મબલીદાનની શૌર્યભરી કથા અને તેમજ એમની વિદ્વત્તાની વાતો વાંચીને મારાં અંતરમાં ભારતનાં આ મહાન ક્રાંતિગુરુ અને સ્વાતંત્ર્ય લડવૈયા માટે અત્યંત આદર અને સન્માન ઉદભવ્યાં હતાં કારણકે તેમણે ભારતને પરતંત્ર અને ગુલામ બનારાં ભારતનાં કટ્ટર શત્રુ બ્રિટીશ સામ્રાજયની રાજધાની લંડનમાં ગાંધીજી કરતાં ૨૦ વર્ષ પહેલાં ભારતને સ્વતંત્ર કરવાં લંડનમાં સ્વાતંત્ર્ય ચળવળનાં બીજ સન ૧૯૦૦માં વાવ્યાં હતાં અને ૧૯૦૫માં બ્રિટિશ સામ્રાજ્ય સામે ખુલ્લો બળવો પોકાર્યો હતો. બ્રિટનમાં વસેલાં ભારતીય સમાજમાં વધુ તપાસ કરતાં મારાં આશ્ચર્યની વાત તો એ હતી કે અહી ઈંગ્લંડમાં પણ પચાશ-સાંઠ વર્ષથી વસેલાં ભારતીય લોકો, ભારતીય રાષ્ટ્રવાદી સંસ્થાઓ, ધાર્મિક સંસ્થાઓ અને કચ્છની તેમજ ગુજરાતની સામાજીક અને સાંસ્કૃતિક સંસ્થાઓને પણ પંડિત શ્યામજી કૃષ્ણવર્મા કોણ હતાં અને તેમણે લંડનમાં રહીને પોતાની માતૃભુમિની સ્વતંત્રતા માટે કેટલું બલિદાન આપ્યું હતું તેની જાણકારી કોઈનેય ન હતી. આવી પરિસ્થિતિમાં ઈંગ્લંડ ખાતે પંડિત શ્યામજી કૃષ્ણવર્માજીનાં જીવન અને અને કાર્ય પર શોધખોળ કરી તેની સ્મૃતિને સજીવન કરવાં અને ફેલાવવાનાં શુભાશયથી, તેમજ શ્યામજીનાં સ્મારણાર્થે લંડનમાં સ્મારક સ્થાપવાનાં અને  શ્યામજી અને ભાનુમતિજીનાં અસ્થિઓને ભારત મોકલવા માટે યથાર્થ પ્રયત્નો કરવાનાં આશયથી શ્રી હેમંતકુમાર પાધ્યાએ એક નવી ''હિંદુ સ્વાતંત્ર્યવીર સ્મૃતિ સંસ્થાનમ'' નામની સ્વતંત્ર સંસ્થાની રચના અને સ્થાપના શ્યામજીનાં બ્રિટન ખાતે સ્વાતંત્ર્ય સંગ્રામ શરૂ કરવાં માટેનાં થયેલ પુનઃઆગમનની શતાબ્દીનાનાં વર્ષમાં      ણેં ભારતની સ્વતંત્રતાની સુવર્ણ જયંતિનાં શુભઅવસર પર ૧૯૯૭માં કરી હતી. શ્રી ઈન્દુલાલ યાજ્ઞીક રચીત પંડિત શ્યામજીનાં જીવન ચરિત્ર અને અન્ય સંશોધન પરથી શ્યામજી અને ભાનુમતિજીનાં અસ્થિઓ હજી જીનીવામાં જ હોવાની શક્યતાં લાગતાં જીનીવાની સ્થાનિક સરકાર 'વીલ્લે ડી જીનીવ'' સરકારનાં વિવિધ  સભાસદો સાથે સતત પત્રવ્યવહાર અને ફોન દ્વારાં સંપર્ક કરતાં છેવટે વિલ્લે ડી જિનીવની સ્થાનિક સરકારનાં મુખીયા મિ. મેન્યુએલ ટોર્નેર અને તેમનાં અંગ્રેજીભાષી કાયદાની સલાહકાર મિસીસ મરી-ફ્રેન્ક્વા લકર-બાબેલ સાથે સીધો સંપર્ક

સ્થાપિત કરી પંડિત શ્યામજી કૃષ્ણવર્માજી અને તેમનાં પત્ની ભાનુમતિજીનાં અસ્થિઓ સંબંધમાં વિશેષ જાણકારી પ્રાપ્ત કરીને શ્યામજી અને ભાનુમતિજીનાં અસ્થિઓને ભારત લાવવાની કયદેસર પ્રક્રિયા વિષયમાં ચર્ચાવિચારણા શરૂ કરી હતી. ઘણાં પત્ર વ્યવહારો અને ટેલીફોન પર વાતચીત અને જીનીવામાં સ્થાનિક સરકાર સાથે અંગત મુલાકાતો અને ચર્ચા વિચારણાનાં મારાં અથાગ પ્રયત્નોને અને પરિશ્રમના પરિણામ સ્વરૂપે તા. ૨૯મી જુલાઈ ૨૦૦૨નાં દિને જિનીવની સ્થાનિક સરકારનાં મુખીયા મિ. મેન્યુએલ ટોર્નેર અને તેમનાં અંગ્રેજીભાષી કાયદાની સલાહકાર મિસીસ મરી-ફ્રેન્ક્વા લકર-બાબેલ, પંડિત શ્યામજી અને ભાનુમતિજીનાં વકીલ મિ. હેસનાં પુત્ર અને વસિયતનાં વહિવટદાર અને હંગામી વકીલ મિ. મૌરીસ જી. હેસ સાથે અમારી એટલે હેમંતકુમાર પાધ્યા અને તેમની પત્ની શ્રીમતિ ઉષાદેવી પાધ્યાની ઐતિહાસિક મુલાકાત જીનીવા ખાતે યોજાય હતી. આ ઐતિહાસિક મુલાકાતે જ પંડિત શ્યામજી અને ભાનુમતિજીનાં અસ્થિઓને ભારત મોકલવાનાં પ્રયત્નોનાં લાંબા સમયથી અટવાતાં અને સ્થગિત થયેલાં કામને આવેગ આપી તેમાં નવો પ્રાણ પુરવામાં અને એ કાર્યને ફળીભૂત કરવાં માટે અતિ મહત્વનો અમૂલ્ય ફાળો આપ્યો છે. ગહન ચર્ચા અને વિચારણાનાં અંતે એ વિષયમાં બધાંનો સકારાત્મ પ્રતિસાદ સાંપડ્યો હતો અને તેમણે આ બાબતમાં ભારત સરકારની સહમતિ અને વિનંતી પત્રની આવશ્યક્તા પર ભાર મૂકયો હતો અને એ માટે ભારત સરકારનો સંપર્ક કરી તેમને પત્રવ્યવહાર કરવાંની સલાહ આપી હતી. આ વિષય પર તેમનાં મંતવ્ય મુજબ તેમની સ્થાનિક સરકાર અને સ્વિસ સરકાર માટે આ અસ્થિઓની જાળવણી અને તેને વિદેશ મોકલવાનો કિસ્સો તેમનાં દેશનાં ઈતિહાસમાં સર્વ પ્રથમ અને અપૂર્વ હોવાને કારણે સરળ ન હોવાથી સ્વિસ સરકારનાં, ભારતની સરકારનાં અને આંતરરાષ્ટ્રીય કાયદાનાં ગહન અભ્યાસ પછી જ તેઓ આ વિષયમાં અસ્થિઓ કાયદા અનુસાર કોને સોંપવામાં આવશે તેનો અંતિમ નિર્ણય તપાસ કરીને કરવામાં આવ્યો હતો. આ મૂલાકાત દરમિયાન પાધ્યા દંપતિએ જ્યાં પંડિત શ્યામજી અને ભાનુમતિજીનાં અસ્થિઓને સંગ્રહ કરી સાચવવામાં આવ્યાં હતાં તે સેઈન્ટ જ્યોર્જીસ સ્મશાનગૃહની મુલાકાત લીધી હતી અને આ અસ્થિઓ પર પુષ્પગુચ્છ અર્પણ કરી શ્રદ્ધાંજલી અર્પણ કરી હતી અને આ સ્મશાનગૃહનાં સંચાલક અને અધિકારીઓ સાથે આ અસ્થિઓ સંબંધમાં

ચર્ચા પણ કરી હતી. આ ઉપરાંત તેમણે જીનીવમાં પંડિત શ્યામજી સાથે સંકળાયેલા સ્થાનોની તેમજ વધુ માહિતી પ્રાપ્ત કરવાં પુસ્તકાલયનાં દફ્તરની મૂલાકાત પણ લીધી હતી. આ પુસ્તકાલયનાં દસ્તાવેજો પ્રંમાણે ત્યાંની સરકારે જીનીવામાં વસેલાં વિશેષ મહાનુભાવોને મૃત્યુ પર્યંત તેમને સન્માનવા માટે તેમનાં નિવાસસ્થાનો પર તેમનાં નામની સ્મારક તક્તિઓ મુકાવી છે જેમાં પંડિત શ્યામજીનો પણ સમાવેશ કરવામાં આવેલ છે. આજે પણ શ્યામજીનાં ભૂતપૂર્વ નિવાસસ્થાન ૧, રુઈ ડેસ વોલ્લાન્ડિસ, જીનીવા પર ‘ પંડિત શ્યમજી ક્રિશ્નવર્મા લીવ્ડ ઈન ધીસ હાઉસ ફ્રોમ ૧૯૧૪ ટુ ૧૯૩૦’’ની તક્તિ અસ્તિત્વ ધરાવે છે.

તા.૧૭મી ડિસેમ્બર ૨૦૦૨નાં જીનીવાનાં લે કોન્સેયલર એડામિનીસ્ત્રેતીફ મિ. મેન્યુએલ ટોર્નેર મિ. હેમંતકુમાર પાધ્યા પર તેમનાં ફ્રેન્ચ ભાષામાં લખેલ લાંબા પત્રમાં તેમણે ભારત સરકારને સંપર્ક કરીને  પંડિત શ્યામજી અને ભાનુમતિજીનાં અસ્થિઓને ભારત લઈ જવા માટે  એક વિનંતિ પત્ર સ્વિસ ક્ન્ફેડરેશને અને ખાસ કરીને ડિપાર્ટ્મેન્ટ ઓફ ફોરીન અફેર્સ અથવા ન્યુ દિલ્હીની સ્વિસ એમ્બસીને મોકલવાં માટે સુચન કર્યું હતું.

તા. ૨૯મી જુલાઈ ૨૦૦૨નાં દિને જિનીવની સ્થાનિક સરકારની કચેરીમાં યોજાયેલ મુલાકાત પછી તુરંત જ તા. ૪થી ઓગસ્ટ ૨૦૦૨નં દિવસે હેમંતકુમાર પાધ્યાએ તેમની સંસ્થા ‘’હિંદ્ર સ્વાતંત્ર્યવીર સ્મૃતિ સંસ્થાનમ’ નાં કાગળ રજીસ્ટર્ડ પત્ર લખી પ્રધાન મંત્રી શ્રી અટલબિહારી બાજપાઈજીને આ સંબંધમાં જાણ કરી તેમના  અને ભારત સરકારનાં સહયોગ માટે નમ્ર વિનંતી કરી હતી. આ ઉપરાંત સરદારસિંહ રાણા કે જેઓ ભાનુમતિજીનાં વસિયતનામાનાં વહિવટર્તા હતાં તેમનાં વંશજ શ્રી રાજેન્દ્રસિંહ રાણાજી જેઓ ભાતતીય જનતા પક્ષનાં પીઢ કાર્યકર્તા અને ગુજરાતની રાજ્ય સભાનાં સભ્ય પણ હતાં તેમને પંડિત શ્યામજી અને ભાનુમતિનાં અસ્થિઓને સંબંધમાં જીનીવાની સરકાર સાથે મારે થયેલ વાર્તલાપ અને તેને ભારત લાવવાં સંબંધમાં તેમજ જીનીવામાં પંડિત શ્યામજીનું સ્મારક બનાવવા સંબંધમાં ટેલીફોન પર વાતચીત કરી હતી. તેમની સલાહ અને સુચન પ્રમાણે આ સંક્ષીપ્ત જીવન ચરિત્રનાં લેખક હેમંતકુમાર પાધ્યાએ તારીખ ૨૫મી ડિસેમ્બર ૨૦૦૨નાં રોજ એક  એક રજીસ્ટર્ડ પત્ર લખી ને ગુજરાતનાં મુખ્યમંત્રી

શ્રી નરેન્દ્ર મોદીજીને પણ સુચિત કરી આ યોજનામાં સહયોગ અને સહકારની વિનંતી સાથે હેમંતકુમારે તેમનાં ભારતનાં ભાવી પ્રવાસ દરમિયાન માર્ચ ૨003માં તેમને રૂબરુ મળવા માટે તેમને સાનુકૂળ મુલાકાતની તારીખની પણ વિનંતિ કરી હતી. વિશેષમાં ''હિંદુ સ્વાતંત્ર્યવીર સ્મૃતિ સંસ્થાનમ' નાં સંસ્થાપક હેમંતકુમાર પાધ્યાએ પંડિત શ્યામજી અને ભાનુમતિજીનાં અસ્થિઓને ભારત લઈ જવાનાં અભિયાનને ભારત સરકારની મદદ વડે વધુ સક્રીય અને ગતિશીલ અને સાર્થક બનાવા માટે આ પત્રની કોપી ત્યારનાં તત્કાલીન નાયબ વડાપ્રધાન અને ગાંધીનગરનાં ધારાસભ્ય શ્રી લાલકૃષ્ણ અડવાણિજીને પણ એજ દિવસે પત્ર પાઠવીને સુચીત કર્યાં હતાં. પરંતુ તેમનો કોઈ પણ પ્રત્યુત્તરો મળ્યાં ન હતાં.

ભારત સરકાર અને ગુજરાત સરકાર તરફથી કોઈ પ્રત્યુત્તર પ્રાપ્ત ન થતાં શ્રી હેમંતકુમારે હિમ્મત હાર્યાં વિનાં ''યેન કેન પ્રકારેણ'' પંડિત શ્યામજી અને ભાનુમતિજીનાં અસ્થિઓને ભારત લાવવાની પ્રક્રિયાને ઝડપભેર આગળ ધપાવવાં માટે તેમણે ખાસ ઈંગ્લંડથી સ્વયં પોતાનાં ખર્ચે ભારત જઈને ઘાટકોપર, મુંબઈનાં નગરસેવક, પંડિત શ્યામજી કૃષ્ણવર્મા ફાઈન્ડેશન અને સ્મારક સમિતિનાં મુખ્ય કાર્યકર્તા અને શ્યામજી ભક્ત શ્રી મંગળભાઈ ભાનુશાળી તેમજ ભા.જ.પનાં ધારાસભ્ય શ્રી કિરીટ સોમૈયાજીને તેમની મુલુંડ ખાતેની કાર્યાલયમાં મળી ચર્ચા કરી યોજના ઘડી હતી અને ભારત સરકારને આ કામની તુરંત ગતિવીધી કરાવવાં શ્રી કિરીટ સોમૈયાજીએ તુરંત જ ભારતના તત્કાલીન એક્ષ્ટર્નલ અફેર મિનિસ્ટર શ્રી વિનોદજી ખન્નાનો ટેલીફોન પર સંપર્ક કરીને યોજનની વિગતો સમજાવી સ્વિટ્ઝર્લેન્ડનાં ડિપાર્ટમેન્ટ ઓફ ફોરીન અફેર્સ અને ન્યુ દિલ્હીની સ્વિસ એમ્બસીને તુરંત પત્રવ્યવહાર કરવાં માટે સમજાવ્યાં હતાં. શ્રી વિનોદજી ખન્નાએ આ કાર્યને પ્રથમ દરજ્જો આપીને તુરંત જ જરૂરી કાર્યવાહી શરૂ કરી દીધી હતી. આ રીતે જીનીવાની સરકાર સાથે લાંબા ગાળા સુધી હેમંતકુમાર પાધ્યાએ સર્વ પ્રથમ સીધાં પત્ર વ્યવહારો, ટેલીફોન પર વાતચીતો અને સર્વ પ્રથમવાર સ્વયં જીનીવા મુલાકાતો કરી ને આ દેશભક્ત બલીદાની હુતાત્મા કૃષ્ણવર્મા દંપતીનાં અસ્થિઓને ભારત લાવવાનાં પ્રયાસોનાં ભાગરૂપે સમર્પણ અને રચનાત્મક ભાવનાથી આરંભેલ અભિયાનને મિલ્ટન કિન્સ, યુ.કે. નાં રહેવાસી શ્રી હેમંતકુમાર ગજાનન પાધ્યા, શ્રી મંગળભાઈ ભાનુશાળી,

શ્રી કિરીટ સોમૈયાજી, શ્રી વિનોદજી ખન્નાજી તેમજ કાળાંતરે ગુજરાતનાં મુખ્યમંત્રી શ્રી મોદીજીનાં સહીયારાં સહયોગ, યોગદાન અને મદદથી પરિપૂર્ણ કરી શકાયું હતું.

ભારતની સ્વતંત્રતાને ૫૬ વર્ષનાં વહાણાં વાયા પછી ભારતીય જનતા પક્ષની રાષ્ટ્રવાદી સરકારનાં કાર્યકાળ દરમિયાન દેશભક્ત અને શ્યામજીભક્ત કાર્યકર્તાઓની ભાવનાને માન અને સહકાર આપી એક જવાબદાર અને રાષ્ટ્રવાદી સરકાર તરીકે પોતાની ફરજ અને કૃતજ્ઞતા સમજીને ભારત સરકારે સ્વિટ્ઝર્લેન્ડની સરકારને અસ્થિઓ માટે કાયદેસરની જરૂરીયાત મૂજબ લેખીત વિનંતિ કરી અને તેની જવાબદારી સરકારે પોતાનાં હસ્તક લીધી હતી અને એ કાર્યને પૂર્ણ કરવાની મુખ્ય જવાબદારી ગુજરાત રાજ્યની સરકારને સોંપી હતી કારણ કે શ્યામજી ગુજરાત રાજ્યનાં કચ્છ પ્રાંતમાં જન્મેલાં પનોતાં પુત્ર હતાં.

ભારત અને ગુજરાત સરકારે સ્વિટ્ઝર્લેન્ડની સરકાર સાથે અસ્થિઓની ભારત સરકારને સોંપવા માટેની બન્ને સરકારને સાનુકૂળ તા. ૨૨મી ઓગસ્ટ ૨૦૦૩ ત્વરાથી નક્કી કરવામાં હતી અને તેને સ્વિકારવાં માટે ગુજરાતનાં મુખ્યમંત્રી શ્રી નરેન્દ્રભાઈ મોદીને નિયુક્ત કર્યાં હતાં. શ્રી નરેન્દ્રભાઈ મોદી પ્રથમ લંડન ત્રણ દિવસ માટે પધાર્યાં હતાં અને અહિંથી જીનીવા અસ્થિઓને લેવાં માટે આવ્યા હતાં. તા ૧૭મી ઓગસ્ટનાં દિને વેમ્બ્લી કોન્ફરન્સ સેન્ટરમાં ગુજરાતનાં મુખ્યમંત્રીનાં માનમાં ભવ્ય સમારંભનું આયોજન પણ કરવામાં આવ્યું હતું. તા. ૨૨મી ઓગસ્ટ ૨૦૦૩નાં દિને સેઈન્ટ જ્યોર્જીસ સ્મશાનગૃહમાં આ અસ્થિઓને સોંપવા માટે એક નાનકડા કાર્યક્રમનું આયોજન કરવામાં આવ્યુ હતું. આ અસ્થિઓની સોંપણીનાં આ કાર્યક્રમમાં મિ. મૌરીસ હેસ, મિસીસ મરી-ફ્રેન્ક્વા લકર-બાબેલ, યુ.નો.નાં ભારતનાં એમ્બેસડર અને કાયંમી પ્રતિનિધિ શ્રી હરદીપ પુરી અને ભારત સરકારનાં અન્ય અધિકારીઓ, શ્રી હેમંતકુમાર ગજાનન પાધ્યા, શ્રી મંગળભાઈ ભાનુશાળી, શ્રી કિરીટ સોમૈયા, શ્રી પ્રભાત શર્મા, શ્રીમતિ ડૉ.અર્ચના શર્મા અને અન્ય મહાનુભાવો હાજર રહ્યાં હતાં. પંડિત શ્યામજીનાં મૃત્યુનાં તોંતેર વર્ષ પછી અને ભારતની સ્વતંત્રતાનાં પંચાવન વર્ષ પછી આખરે તેમનાં અસ્થિઓને સ્વિસ સરકારે ભારત

સરકારને સોંપી તેમણે પંડિત શ્યામજી અને ભાનુમતિજીને આપેલ લેખીત બાંહેધરીની જવાબદારી પરીપૂર્ણ કરી હતી.

પંડિત શ્યામજી અને ભાનુમતિજીનાં અસ્થિઓને ભારત લઈ જવાં પહેલાં તેને તેમની કર્મભૂમિ લંડન માં લાવી શ્યામજીનાં જુના નિવાસ્થાન, તેમની સંસ્થા અને સમાચાર પત્રનાં મુખ્ય મથક ૯, કવિન્સ વૂડ એવેન્યુ, હાઈગેટ ( હાલનું સરનામું ૬૦, મસ્વેલ હીલ રોડ, , હાઈગેટ, લંડન N10 3IR) પર ઈંગ્લંડનાં ભારતીય જનસમુદાય એનાં અંતિમ દર્શન કરી ભાવભીની અંજલી અર્પણ કરી શકે એ ઉદેશ્યથી યોજના ઘડવામાં આવી હતી અને એ બાબતમાં વીલ્લે ડી જીનીવનાં પદાધિકારી સાથે પણ ચર્ચા કરવામાં આવી હતી. પરંતુ કોઈક ગુપ્ત રાજકીય કારણોસર ભારત અને ગુજરાત સરકારે સંલગ્ન કાર્યકર્તાઓને કારણોની જાણ કર્યાં વિનાં જ ઉતાવળે અસ્થિઓને સીધાં ભારત લઈ જવાની યોજનાં ઊતાવળમાં બનાવી કાઢી હતી જેને કારણે જીનીવા નિવાસી ભારતીય લોકો મહાન કૃષ્ણવર્મા દંપતીનાં અસ્થિઓને સામૂહિક આખરી શ્રદ્ધાંજલી આપવાંમાંથી પણ વંચીત રહી ગયાં હતાં. અસ્થિઓની સોંપણીનાં  સમારંભ બાદ આ અસ્થિઓ સ્વિઝ એર્વેઈઝનાં કાર્ગોદ્વારા ભારત મોકલવાની યોજના કરવામાં આવી હતી પરંતુ એ યોજનાને પણ કોઈ ગોપનીય કારણોને લીધે છેલ્લી ઘડીએ ફેરફાર કરીને અસ્થિઓનાં કુંભોને એર ટ્રાન્સિટ કાર્ગોદ્વારાં લંડન એર્પોર્ટ પર તા. ૨૨મી ઓગસ્ટ ૨૦૦૩ની રાત્રે લાવવામાં આવ્યાં હતાં અને સવારે શ્રી નરેન્દ્રભાઇ મોદીની સાથે એર ઈન્ડિયાનાં હવાઈ જહાજમાં ભારત લાવવાની તત્કાળ વ્યવસ્થા કરાઈ હતી. ભારત સરકાર અને ગુજરાત સરકારે ગમે તે રાજકીય કે અંગત કારણોસર અસ્થિઓને દર્શનાર્થે લંડન લાવવાની યોજનાની અવગણના કરી હોવાં છતાં મૃતાત્માની અંતિમ ઈચ્છા કદાચ પોતાની કર્મભૂમી પર આવવાની પણ હશે જેને કારણે થોડાં  કલાકો માટે પણ શ્યામજી અને ભાનુમતિજીનાં અસ્થિઓએ પોતાની કર્મભૂમિ ઈંગ્લંડનાં લંડન હિથ્રોની એરપોર્ટની ધરતી પર વિસામો તો જરૂર લીધો જ હતો!

પંડિત શ્યામજી અને તેમનાં ધર્મપત્ની ભાનુમતિજીનાં અસ્થિઓનાં આગમાનને સત્કારવાં અને સન્માન આપી શ્રદ્ધાંજલી અર્પણ કરવાં માટે ભાનુશાલી સમાજ તેમજ અન્ય કચ્છી

અને ગુજરાતી સમાજો અને મુંબઈ સ્થિત અન્ય રાષ્ટ્રવાદી અને સામાજીક સંગઠનો અને ભારતીય જનતા પક્ષનાં કાર્યકર્તાઓએ ભવ્ય તૈયારીઓ કરી હતી. ભારતનાં મહાન ક્રાંતિકારી પંડિત શ્યામજી અને તેમનાં પત્નીનાં અસ્થિઓના દર્શનાર્થે મુંબઈ, ગુજરાત, મહારાષ્ટ્ર અને ભારતનાં અન્ય ભાગોમાંથી ઉમટેલી દેશભક્તોની વિશાળ માનવ મેદનીથી મુંબઈનું છત્રપતિ શિવાજી મહારાજ એર્પોર્ટ પર તા ૨૩મી ઓગસ્ટ ૨૦૦૩ની મધ્ય રાત્રે દેશનાં મહાન ક્રાંતિગુરુનાં અસ્થિઓનાં આગમનને સત્કારવાં ઉભરાઈ ગયું હતું. જ્યારે ગુજરાતનાં મુખ્યમત્રી શ્રી નરેન્દ્રજી મોદી તેમજ કિરીટ સમૈયાજી અને મંગળભાઈ ભાનુશાળી પંડિત શ્યામજી અને તેમનાં ધર્મપત્ની ભાનુમતિજીનાં અસ્થિઓને એરપોર્ટની બહાર લઈને આવ્યાં ત્યારે મુંબઈનું છત્રપતિ શિવાજી મહારાજ એર્પોર્ટ ''પંડિત શ્યામજીની જય હો'' 'પંડિત શ્યામજી કૃષ્ણવર્મા અમર રહો''નાં ગગન ભેદી ગર્જનથી ગાજી ઉઠ્યું હતું. આખરે ભારતને સ્વતંત્ર થયાનાં પંચ્યાવન વર્ષને આઠમાં દિવસે તેમજ પંડિત શ્યામજીનાં સ્વર્ગવાસ થયાનાં તોંતેર વર્ષ ચાર મહિના અને ૨૩માં દિવસે પંડિત શ્યામજી અને તેમનાં ધર્મપત્ની ભાનુમતિજીની તેમનાં અસ્થિઓને સ્વતંત્ર ભારતમાં પધરાવવાની અંતિમ મહેચ્છા અંતે ભારત સ્વતંત્ર થયાને અર્ધી શતાબ્દી અથવા તેની રજત જયંતિ પર્યંત પરીપૂર્ણ થવાં પામી. વિશ્વનાં દેશોનાં ઈતિહાસમાં કોઈ એવી શરમ જનક ઘટના ન હશે કે જેની સરકારે પોતાનાં દેશ અને માતૃભૂમિની સ્વતંત્રતા માટે તન મન, ધન અને સારાં જીનવનું બલીદાન આપી દેનાર સ્વાતંત્ર્ય યોદ્ધાની અસ્થિઓની અવગણના અને ઉપેક્ષા કરી તેને સ્વતંત્રતા પર્યંત પંચાવન વર્ષ સુધી પરદેશમાં પડી રહેવાં દીધી હોય! ભારતની સ્વતંત્રતાનાં ઈતિહાસનું આ એક કરૂણાત્મક, લાંછન ભરેલ અને નામોશી ભર્યું પ્રકરણ છે.

પંડિત શ્યામજી અને તેમનાં ધર્મપત્ની ભાનુમતિજીનાં અસ્થિકુંભોનાં સહાર એરપોર્ટ પર આગમન બાદ તેમને ભેગાં થયેલાં દેશક્તોનાં દર્શનાર્થે રંગબેરંગી ફુલોનાં હારોથી શણગારવામાં આવેલ એક સુંદર રથ પર સ્થાપિત કરવામાં આવ્યાં હતાં. મધ્યરાત્રી સુધી ક્રાંતિગુરુ શ્યામજીનાં અસ્થિઓનાં આગમનની લાંબી રાહ જોઈને ખડે પગે ઉભાં રહેલાં દેશભક્તોની ભાવભીની અંજલી સમર્પણ કરવાનો સમારંભ પૂર્ણ થતાં એર્પોર્ટ પરથી આ અસ્થિરથને યાત્રા રૂપે તા. ૨૪મીની વહેલી સવારે ઘાટકોપરની ભાનુશાળી સમાજની

ભાનુશાળી વાડીમાં લઈ જવામાં આવ્યો હતો જે ભવ્ય યાત્રામાં હજારો લોકોએ ભાગ લીધો હતો. પંડિત શ્યામજી ભાનુશાળી જ્ઞાતિનાં હતાં અને તેમની મૂળ અટક પણ ભાનુશાળી જ હતી આથી ભાનુશાળી વાડીંમાં તેમનાં જ્ઞાતિજનોએ પણ ભાવભિની શ્રદ્ધાંજલી આપી હતી આ પ્રસંગે ભાનુમતિજીનાં સાવકાં ભાઈ જન્મેયજયનાં દિકરી એટલે તેમની ભત્રીજી શ્રીમતિ ગોમવતી શેઠ પણ વયોવૃદ્ધ હોવાં છતાં તેમના ફોઈ અને ફુવાની અસ્થિઓનાં દર્શન કરવાં અને શ્રદ્ધાંજલી અર્પણ કરવાં માટે આવ્યાં હતાં.

ભાનુમતિજીનું જન્મસ્થાન અને ઘર મુંબઈમાં જ હતાં તેમજ પંડિત શ્યામજીનો જન્મ ભલે કચ્છમાં થયો હતો પરંતુ તેમનો ઉછેર, ભણતર અને વિકાશતો મુખ્યત્વે મુંબઈમાં જ થયો હતો આથી તેઓ બન્ને સાચાં અર્થમાં મુંબઈકર એટલે મુંબઈનાં સ્થાનિક રહેવાસી અને મુંબઈનાં જમાઈ હોવાથી તેમનાં અસ્થિઓને સત્કારવાનો, સન્માનવાનો અને ગૌરવ લેવાનો હક્ક મુંબઈ અને મહારાષ્ટ્રની જનતા તેમજ કચ્છને ગુજરાતની જનતાને એક સમાન હતો. આજ કારણોને લીધે તા. ૨૪ અને ૨૫મી દરમિયાન મુંબઈનાં વિવિધ વિસ્તારોમાં સભાઓનું આયોજન કરી સારાં એ મુંબઈમાં મુંબઈકર દેશભક્ત, સંસ્કૃત વિદ્વાન અને મહાન ક્રાંતિકારી પંડિત શ્યામજી અને તેમનાં ધર્મપત્ની ભાનુમતિજીનાં અસ્થિઓની રથયાત્રા કાઠવામં આવી હતી અને આ રથયાત્રામાં હજારો મુંબઈવાસીઓએ ભાગ લઈને તેમનાં મહાન દેશભક્ત હુતાત્મા પંડિત શ્યામજી અને તેમનાં ધર્મપત્નીને શ્રદ્ધાજલી અર્પણ કરી હતી.

પંડિત શ્યામજી અને તેમનાં ધર્મપત્ની ભાનુમતિજીનાં અસ્થિઓની રથયત્રાનો મુંબઈ ખાતે મુખ્ય સત્કાર અને શ્રદ્ધાંજલીનો સમારંભ ઘાટકોપરથી નવ કિલોમીટરની શોભા યાત્રા કાઢી બોરીવલીમાં તા. ૨૪-૮-૨૦૦૩નાં દિને ડો. શ્યામપ્રસાદ મુખરજી ચોક, કોરા કેન્દ્ર ખાતે એક વિરાટ સમારંભ સ્વરૂપે યોજવામાં આવ્યો હતો જેમાં રાષ્ટ્રીય સ્વયં સંઘનાં સરસંઘચાલક મા. શ્રી સુદર્શનજી, શ્રી મનોહર જોશી, પેટ્રોલ મંત્રી શ્રી રામ નાયક, શ્રી કિરીટ સોમૈયા તેમજ મહારાષ્ટ્રની અન્ય રાષ્ટ્રવાદી સંસ્થાઓના નેતાઓ, કોંગ્રેસ પક્ષ સિવાય ભારતનાં અન્ય રાજનૈતિક પક્ષનાં નેતાઓ, વિવિધ સામાજીક અને શૈક્ષણિક સંસ્થાનાં સભ્યો તેમજ શાળાનાં વિદ્યાર્થીઓ વિગેરે હાજર રહ્યા હતાં. પ્રાસંગિક ભાષણમાં મુલુંડ, મુંબઈનાં ધારાસભ્ય શ્રી કિરીટ સોમૈયાજીએ ક્રાંતિગુરુનાં અસ્થિઓને મુંબઈમાં

આપવામાં આવેલ ભવ્ય અને રાષ્ટ્રીય સન્માન અને શ્રદ્ધાંજલી આપવાં માટે મુંબઈની પ્રજાનો આભાર વ્યક્ત કર્યો હતો અને તેમણે પંડિત શ્યામજી અને તેમનાં ધર્મપત્ની ભાનુમતિજીનાં અસ્થિઓને જીનીવાથી ભારત લાવવાનાં પ્રયાસોમાં મહત્વની ભૂમિકા ભજવનારાં ઘાટકોપરનાં શ્રી મંગળભાઇ ભાનુશાલી તેમજ મિલ્ટન કિન્સ, લંડનનાં હેમંકુમાર પાધ્યાની પ્રશંશા કરી હતી. મુંબઈનાં વિવિધ ભાગોમાં આ અસ્થિઓની ભ્રમણ યાત્રા બાદ તેને તા ૨૫મી ઓગસ્ટ ૨૦૦૩નાં દિને એક ''વિરાંજલિ યાત્રા'' રૂપે સારાંએ ગુજરાતમાં ભ્રમણ કરાવી તેનાં અંતિમ મથક શ્યામજીનાં જન્મસ્થાન માડવી જવાં પ્રયાણ કર્યું હતું. ભારત, મુંબઈ રાજ્ય, મહારાષ્ટ્ર રાજ્ય અને ગુજરાત રાજ્યનાં આ મહાન ક્રાંતિકારી સ્વાતંત્ર્ય લડવૈયાંનાં આ અસ્થિઓની ''વિરાંજલિ યાત્રા''નો સર્વ પ્રથમ ગુજરાત રાજ્યમાં પ્રવેશ મહારાષ્ટ્ર અને ગુજરાત રાજ્યની સરહદ પર આવેલાં વલસાડ જીલ્લાનાં ઉમરગામમાં તા ૨૫મી ઓગસ્ટ ૨૦૦૩નાં દિને થયો હતો જ્યાં આ ગુજરાતમાં જન્મેલાં મહાન દેશભક્ત લડવૈયાનાં અસ્થિઓનું ભવ્ય સ્વાગત કરી ગુજરાતરાજ્યમાં સર્વપ્રથમ શ્રદ્ધાંજલી અર્પણ કરવામાં આવી હતી. આ પ્રસંગે ગુજરાતનાં રાજ્યપાલ કૈલાશપતિ મિશ્ર તેમજ ઉમરગામ તાલુકાનાં ભારતીય જનતા પક્ષનાં નેતાઓ આ અસ્થિઓનું સ્વાગત કરી આવકારવાં માટે ઉપસ્થિત રહ્યાં હતાં. ઉમરગામ એ ગુજરાતનાં વલસાડ જીલ્લાનાં ઉમરગામ તાલુકાનું મથક છે. યોગાનુયોગ, પંડિત શ્યામજી અને તેમનાં ધર્મપત્ની ભાનુમતિજીનાં અસ્થિકુંભોને ભારત લાવવાની પ્રક્રિયામાં જીનિવા જઈને અતિ મહત્વની ભૂમિકા ભજવનારાં અને હાલ મિલ્ટન કિન્સ, ઈંગ્લંડનાં રહેવાસી શ્રી હેમંતકુમાર ગજાનન પાધ્યા (લેખક) પણ આ ઉમરગામ તાલુકાનાં જ ખત્તલવાડા ગામનાં મૂળ વતની છે.

પંડિત શ્યામજી અને તેમનાં ધર્મપત્ની ભાનુમતિજીનાં અસ્થિઓની ''વિરાંજલિ રથયાત્રા'ને આવકારવાં, સન્માન કરવાં અને દર્શન કરવાં સારાં ગુજરાતનાં યાત્રાનાં માર્ગમાં આવતાં શહેરો અને ગામોમાં ભારતીય જનતા પક્ષનાં નેતાઓ કાર્યકરો અને વિવિધ શૈક્ષણિક, સમાજીક, ધાર્મિક અને રાજકીય સંસ્થાઓનાં કાર્યકરોએ સુંદર અને સુયોજીત કાર્યક્રમો આયોજીત કર્યાં હતાં પરંતુ વૈમનષ્ય, ધૃણા, સ્વાર્થ અને ભેદભાવીવૃત્તિથી પિડાતાં ભારતનાં કોંગ્રેસ પક્ષનાં નેતાઓ અને કાર્યકરોએ આ

કાર્યક્રમોનો બહિષ્કાર કર્યો હતો. ગુજરાત રાજયમાં ઉમરગામથી શરૂ થયેલ આ વીરાંજલી યાત્રા વાપી, વલસાડ, નવસારી, દાંડી, બારડોલી થઈને સુરત લાવવામાં આવી હતી. સુરતનાં મોજીલાં સુરતીઓએ આ મહાન ક્રાંતિકારીનાં અસ્થિઓનું ભવ્ય સ્વાગત કરી ભાવભિની અંજલી અર્પણ કરી હતી. આ પ્રસંગે ગુજરાત રાજ્યનાં ભાજપાનાં અધ્યક્ષ અને પંડિત શ્યામજીનાં શિષ્ય અને સહયોગી ક્રાંતીવીર સરદાર સિંહ રાણાનાં પ્રપૌત્ર શ્રી રાજેન્દ્રસિંહ રાણા અસ્થિઓનાં સ્વાગત સમારંભમાં હાજર રહ્યાં હતાં. ગુજરાતનાં વિવિધ ક્ષેત્રોમાં પ્રવાસ કર્યાં બાદ આ અસ્થોકુંભો્નું આગમન  ગુજરાતની રાજધાનીનાં અમદાવાદ શહેરમાં તા ૩૦ ઓગસ્ટ ૨૦૦૩નાં દિને થયું. અમદાવાદમાં ભારતનાં મહાન સપૂત પંડિત શ્યામજી અને તેમનાં ધર્મપત્ની ભાનુમતિજીનાં અસ્થિઓનાં દર્શનાર્થે અમદાવાદ અને તેની આસપાસનાં ગામોનાં દેશભક્ત લોકો લાખોની સંખ્યામાં ભેગા થયાં હતાં. અહી. યોજાવામાં આવેલ વિરાટ શ્રદ્ધાંજલી સભામાં ગુજરાતનાં મુખ્ય પ્રધાન શ્રી નરેન્દ્રજી મોદી, શ્રી યોર્જ ફર્નાન્ડિસ, શ્રી રાજેન્દ્રસિંહ રાણા, શ્રીમતી આનંદીબેન પટેલ તેમજ ગુજરાત રાજ્યનાં અન્ય મંત્રીઓ અને સભ્યો શ્રદ્ધાંજલી અર્પણ કરવાં હાજર રહ્યાં હતાં. મુંબઈથી શરૂ થયેલ આ ''વિરાંજલિ રથયાત્રા'એ ગુજરાતનાં ૧૭ જીલ્લાઓમાં ૬૧ મુખ્ય સ્થળોએ ફરી લગભગ ૨૨૦૦ કિલોમીટરની અગીયાર દિવસની યાત્રા કરી તા. ૪થી સપ્ટેમ્બર ૨૦૦૩નાં દિવસે ભૂજ થઈને પંડિત શ્યામજીનાં જન્મસ્થાન માંડવીમાં ભવ્ય આગમન થયું હતું. પોતાનાં મહાન ક્રાંતિકારી ભૂમિપુત્ર અને પુત્રવધુનાં અસ્થિઓનાં દર્શન કરી તેને શ્રદ્ધાંજલી અર્પણ કરવાં સારાં એ કચ્છ પ્રાંતમાંથી લાખોની સંખ્યામાં લોકો ઉમટી પડ્યાં હતાં. પંડિત શ્યામજી અને તેમનાં ધર્મપત્ની ભાનુમતિજીનાં અસ્થિઓને શ્યામજીનાં જન્મસ્થળ માંડવીમાં રાષ્ટ્રીય સન્માન અને શ્રદ્ધાંજલી આપવાં યોજાયેલ વિશાળ સભાનાં કાર્યક્રમમાં ભારતનાં નાયબ પ્રધાન શ્રી લાલકૃષ્ણ અડવાણીજીનાં પ્રમુખ સ્થને યોજાયો હતો અને આ કાર્યક્રમમાં ભારત સરકારનાં ઘણાં મંત્રીઓ, ગુજરાતસરકારનાં મંત્રીઓ અને રાષ્ટ્રીય સ્વયંસેવક સંઘનાં કાર્યકરો અને સ્વયંસેવકો તેમજ આર્યસમાજ અન્ય સંસ્થાઓનાં સભ્યોએ ભાગ લીધો હતો, ભારતનાં ઉપપ્રધાન મંત્રી શ્રી લાલકૃષ્ણ અડવાણીજીએ ભાવાત્મક પ્રવચન આપી ગુજરાત સરકાર અને લોકોને શ્યામજી કૃષ્ણવર્માનાં સન્માનમાં કોઈ પણ ભાવી યોજનાઓને કેન્દ્રસરકારનાં

આર્થિક અને મૌલિક સહયોગ અને સહકારની ખાત્રી આપી હતી. આ સમારંભની પૂર્ણાહૂતિ પછી પંડિત શ્યામજી અને તેમનાં ધર્મપત્ની ભાનુમતિજીનાં અસ્થિઓને શ્યામજીનાં જન્મસ્થળ સ્મારકે લઈ જવામાં આવ્યાં હતાં અને ત્યાં આ અસ્થિકુંભોની સ્થાપના કરવામાં આવી હતી. ક્રાંતિગુરુ પંડિત શ્યામજી કૃષ્ણવર્મા અને તેમનાં ધર્મપત્ની ભાનુમતિજીનાં અસ્થિઓની આ ઐતિહાસિક વીરાંજલી યાત્રાએ ભૂતકાળનાં મુંબઈ રાજ્ય અને હાલનાં મહારાષ્ટ્ર અને ગુજરાત રાજ્યમાં રાષ્ટ્રભક્તિનાં અનોખાં વાયરાની એક અનોખી અને અનેરી લહેર ફેલાવી હતી.






પંડિત શ્યામજી અને ભનુમતિજીનાં ફોટાં અને તેમનાં અસ્થિઓ સાથે

**ASHES OF PANDIT SHYAMAJI KRISHNAVARMA**




**AT ST. GEORGES CEMETRY, GENEVA, SWITZERLAND**

શ્રી હેમંતકુમાર પાધ્યા અને તેમનાં ધર્મપત્નિ શ્રીમતિ ઉષાદેવી પાધ્યા જીનીવાનાં સ્મશાનગૃહમાં અસ્થિઓ સમક્ષ શ્રદ્ધાંજલી અર્પણ કરી રહ્યાં છે.







ફ્રાન્સની સોબોર્ન યુનિવર્સિટીનાં ''હોલ ઓફ ફેઈમ''માં પંડિત શ્યામજી કૃષ્ણવર્માનાં નામનો સ્મૃતિ શીલાલેખ.




કૃષ્ણવર્મા દંપતિનાં અસ્થિઓ ભારત લાવવાની વાતાઘાટની મુલાકાતનાં શ્રી હેમંતકુમાર પાધ્યાનાં ફોટોગ્રાફ્સ



# પંડિત શ્યામજીની સ્મૃતિને સજીવન રાખવાં ઈંગ્લંડમાં થયેલાં પ્રયાસો

પંડિત શ્યામજીનાં નામ અને કાર્યને ઈંગ્લંડમાં વસતાં ભારતીય લોકોમાં સુપરિચિત કરાવવાનાં શુભાશયથી શ્રી હેમંતકુમાર પાધ્યાએ ૧૯૯૭મા, 'હિંદુ સ્વાતંત્ર્યવીર સ્મૃતિ સંસ્થાનમ'નામની સંસ્થાની સ્થાપના કરી શ્યામજીનાં જીવન અને કાર્ય પર એક પ્રદર્શન બનાવીને ઈંગ્લંડ, ફ્રાન્સ, હોલેન્ડ અને જીનીવામાં આ પ્રદર્શનનું આયોજન વિવિધ સ્થળોએ કર્યું હતું. પંડિત શ્યામજી અને તેમનાં ધર્મપત્ની ભાનુમતિજીનાં અસ્થિઓને ભારત મોકલવાનાં ધ્યેયને પરિપૂર્ણ કર્યા બાદ હેમંતકુમાર પાધ્યાએ પોતાની સંસ્થા હિંદુ સ્વાતંત્ર્યવીર સ્મૃતિ સંસ્થાનમનાં નેજા હોઠળ પાંચ વર્ષનાં અથાગ પરિશ્રમની ફળશ્રુતિ સ્વરૂપે શ્યામજી હાઈગેટ, લંડનમાં જે ઘરમાં તેઓ સન ૧૯૦૦ થી ૧૯૦૭ સુધી રહેતાં હતાં તે ઘર પર પંડિત શ્યામજી શ્યામજી કૃષ્ણવર્માનાં નામવાળી સ્મારક તક્તિની સ્થાપના કરાવવામાં સફળતા મેળવીને પોતાનાં ધ્યેયને પાર પાડ્યું હતું, પંડિત શ્યામજીની આ તક્તિને ભારતમાં બનાવડાવવામાં આવી હતી. આરસ પહાણની આ ગોળાકાર તક્તિ પર કિમતી રંગીન પત્થરો નાં ટુકડાં ગોઠવીને " રિવોલ્યુશનરી પંડિત શ્યામજી શ્યામજી કૃષ્ણવર્મા ૧૮૫૭-૧૯૩૦ સંસ્કૃત સ્કોલર એન્ડ ઈન્ડિયન પેટ્રીયોટ લીવ્ડ હિયર- ભારત માતાકી જય અને વંદે માતરમ" લખાવવામાં આવ્યું છે. પંડિત શ્યામજી કૃષ્ણવર્માનાં નામની આ તક્તિનું અનાવરણ તા. ૧૫મી ઓગસ્ટ ૨૦૦૪નાં શુભદિને બ્રિટનમાં સુપ્રખ્યાત વેપારી અને બ્રિટનનાં શ્રેષ્ઠ નિકાસકાર વ્યાપારીનો સતત પાંચ વર્ષ બ્રિટનની મહારાણીનો પારિતોષિક જીતનારાં તેમજ પંજાબનાં મહાન હુતાત્મા નાનકસિંહજીનાં સુપુત્ર શ્રી રામીજી રંગેરનાં શુભ હસ્તે કરવામાં આવ્યું હતું. આ પ્રસંગે સ્થાનિક હેરીંગે કાઉન્સીલ નાં સભાસદો તેમજ અન્ય ભારતીય સંસ્થાનાં નેતાઓએ હાજરી આપી હતી. ભારતીય હાય કમીશનર અને મિનિસ્ટર ઓફ કો-ઓર્ડિનેશનને બે મહિના પહેલાં આમંત્રણ પાઠવવાં છતાં કોઈએ હાજરી આપી ન હતી અને પોતાનાં દેશનાં મહાન ક્રાંતિકારીનાં સ્મારક પ્રસંગની સફળતા માટે શુભકામના પાઠવવાનો શિષ્ઠાચાર પણ

દાખવ્યો ન હતો. આ શુભપ્રસંગે પંડિત શ્યામજીની સ્મૃતિમાં ચાંદીનો રૌપ્ય સિક્કો અને સંભારણાની પુસ્તિકા પણ બહાર પાડવામાં આવ્યાં હતો.

આ ઉપરાંત ઓક્ષફર્ડ યુનિવર્સિટીનાં ઓક્ષફર્ડ સેન્ટર ફોર હિંદુ સ્ટડિઝમાં તેમજ સોર્બોન યુનિવર્સિટી, ફ્રાન્સની કોલેજ ડી પેરીસમાં સંસ્કૃત ભાષા, વ્યાકરણ, આર્ય અથવા વેદીકધર્મનાં ધર્મશાસ્ત્રો અને સાહિત્યગ્રંથો પર શંશોધન કરનાર સુયોગ્ય વિદ્વાન વિદ્યાર્થીને રોપ્ય ચંદ્રકથી સન્માનવાં માટે પંડિત શ્યામજી શ્યામજી કૃષ્ણવર્માની સ્મૃતિમાં રોપ્ય ચંદ્રકની પણ સ્થાપના કરી હતી. સન ૨૦૦૫માં હેમંત કુમાર પાધ્યાએ ઈંગ્લંડમાં પંડિત શ્યામજી, મેડમ કામા, વીર સાવરકર, મહારાની લક્ષ્મીબાઈ અને હુતાત્મા મંગળ પાંડેની સ્મૃતિમાં સુવર્ણ ચંદ્રકોનાં છ સિક્કાઓનો સુંદર અને  સર્વ પ્રથમ સમૂહ પ્રકાશીત કર્યો હતો. વિશેષમાં તેમણે તેમની સંસ્થા હિંદુ સ્વાતંત્ર્યવીર સ્મૃતિ સંસ્થાનમ' દ્વારાં  ઓક્ષફર્ડ યુનિવર્સિટીની ઈન્ડિયન ઈન્સ્ટીટ્યુટ લાયબ્રેરીની ગેલરીમાં પંડિત શ્યામજીને તેમનાં આશ્રદાતા અને સહકાર્યકર પ્રોફેસર મોનિયર મોનિયર-વિલિયમ્સનાં તૈલી ચિત્ર સાથે સન્માનનિય સ્થાન પ્રદાન કરાવી પંડિત શ્યામજીનાંનાં ચિત્રનું એ ગેલેરીમાં તા. ૧૧મી મે ૨૦૧૦નાં દિને અનાવરણ કરી તેને સ્થાપિત કરાવવાનો શ્રેય શ્રી હેમંતકુમારનાં સમર્પિત પ્રયત્નોને જ આભારી છે. આ ઉપરાંત તેમણે ઈંગ્લીશ ભાષામાં પ્રકાશીત કરેલ ' ફોટોગ્રાફિક રેમીનીસન્સ ઓફ પંડિત શ્યામજી ક્રિશ્નવર્મા' અને ''શોર્ટ બાયોગ્રાફિ ઓફ ઈન્ડિયન ફ્રિડમ ફાઈટર- પંડિત શ્યામજી ક્રિશ્નવર્મા' તથા  ક્રાંતિવીર પં. શ્યામજીકી અમર કહાની'' તેમજ ૨૦૧૪ના વર્ષમાં પંડિત શ્યામજી શ્યામજી કૃષ્ણવર્માનાં જીવન અને કાર્યો પર પ્રથમવાર બનાવેલાં તેમનાં અદભૂત અને યાદગાર સી.ડી. રોમ અને શ્યામજીને સ્મરણાંજલી અર્પણ કરતાં તેમનાં ગીતોની કર્ણપ્રિય સંગીતમય અને ભાવાત્મક એમ.પી.-૩ સી.ડી. 'સ્વર શ્રદ્ધાંજલી'' નો સમૂહ, તેમનાં શ્યામજી પ્રત્યેનાં પ્રેમભાવ, શ્રદ્ધા, સન્માન, નિષ્ઠા, ભક્તિભાવ અને સમર્પણતાનો જ્વલંત પુરાવો છે. આ સી.ડી. રોમ અને એમ.પી.-૩ સી.ડી. નાં સંગ્રહનું વિમોચન મહાન કથાકાર શ્રી રમેશભાઈ ઓઝાનાં શુભ હસ્તે ઘાટકોપર મુકામે યોજાયેલાં શ્યામજીની જન્મજયંતિનાં સમારંભમાં તા.૧૩ અપ્રીલ ૨૦૧૪નાં દિને શ્રી વિષ્ણુભાઈ પંડ્યા અને ડૉ. આરતી પંડ્યા લીખીત ''ક્રાંતિની ખોજમાં પંડિત શ્યામજી કૃષ્ણવર્મા' પુસ્તકની સાથે કરવામાં આવ્યું હતું.

લંડન ખાતે ભારતીય સ્વતંત્રતાની ચળવળનાં ઉત્પત્તિસ્થાન યા ઉદભવ સ્થાનને, શ્યામજીની ''ઈન્ડિયન હોમરૂલ સોસાયટી''નું મુખ્યમથક, ''ધ ઈન્ડિયન સોસિયોલોજીસ્ટ''નું પ્રકાશન સ્થાન તેમજ ક્રાંતિગુરૂ શ્યામજીનાં નિવાસ્થાનને ખરીદી લઈને એક સુંદર ''ક્રાંતિમંદીર''માં રૂપાંતર કરવાનો દુર્લભ અને અમૂલ્ય મોકો ભારત સરકાર, ગુજરાત સરકાર તેમજ તમામ ભારતીયઓએ અને ભારત તથા ગુજરાત અને ઈંગ્લંડમાં વસતાં ગુજરાતીઓએ અને મુખ્યત્વે કચ્છીઓએ તેમની જડતા, નિરસતા,સંકુચિતતા, કંજુસાઈ ઉપેક્ષા અને કૃતઘ્નતાનાં કારણે ગુમાવ્યો છે જે સર્વ માટે શરમજનક અને ઘોર નિંદનીય છે.




પંડિત શ્યમજીનાં લંડનનાં નિવાસ્થાન ૬૦, મસ્વેલ હિલ રોડ, હાઈગેટ પર લગાવવામાં આવેલ સ્મૃતિતક્તિ અને ઈન્ડિયા હાઉસ છાત્રાલય.




ઓક્ષફર્ડ વિશ્વવિદ્યાલયની ઈન્ડિયન ઈનસ્ટીટ્યુટ્નાં ખંડમાં પંડિત શ્યામજીની તસ્વિર



સ્મૃતિતક્તિ અનાવરણ સમારંભ – શ્રી હેમંત પાધ્યા, ડો રામીજી અને તેમનાં પત્ની રેનુજી સાથે



# શ્યામજીની સ્મૃતિમાં પ્રકાશીત કરેલા સિક્કાઓ









PUBLICATION OF CDROM AND MP3 CD












શ્રી હેમંત પાધ્યા, શ્રી શૌનકઋષિ દાસ અને શ્રીમતિ શર્મિલા ભટ્ટાચાર્ય-ફોર્ડ ( ધ ઓક્ષફર્ડ સેન્ટર ફોર હિંદુ સ્ટડીઝ)




ડો. જીલીયન એવીસન, હેડ ઓફ બોડ્લીયન અને ઈન્ડિયન ઈન્સ્ટીટ્યુટ લાયબ્રેરી, ઓક્ષફર્ડ, અને શ્રી હેમંત પાધ્યા. પંડિત શ્યામજીનાં ચિત્રનું અનાવરણ પ્રસંગે.

# પંડિત શ્યામજીની સ્મૃતિને સજીવન કરવાં ભારતમાં થયેલાં પ્રયાસો

પંડિત શ્યામજીની સ્મૃતિને સજીવન કરવાં અને તેને જાળવી રાખવાંનાં ભારતમાં થયેલાં પ્રયાસોમાં પંડિત શ્યામજી કૃષ્ણવર્મા મેમોરીયલ ફાઉન્ડેશન, માંડવી, નો ફાળો અમૂલ્ય અને અત્યંત મહત્વનો રહ્યો છે જેમાં સંસ્થાનાં સભ્યો અને શ્રી મંગળભાઈ ભાનુશાલી, શ્રી કિરીટ સોમૈયાજી, શ્રી રાજેન્દ્રસિંહજી રાણા અને શ્રી હીરજીભાઇ કારાણીનાં યોગદાન પ્રશંશા અને ગણના પાત્ર છે. આ સંસ્થાનાં પરિશ્રમ અને પ્રયત્નોને કારણે જ પંડિત શ્યામજીનો જન્મ જે ઘરમાં થયો હતો તે ઘરને એક સ્મારક્નાં રૂપમાં સ્થાપિત કરી તેનાં નિભાવની જવાબદારી, તેમજ ભૂજ અને માંડવીમાં પંડિત શ્યામજીની સ્મૃતિમાં પુતળાંઓ સ્થાપિત કરી સ્મારક બનાવવાં વ્યક્તિઓ અને સરકારને પ્રોત્સાહિત કરવાનો તેમજ દરવર્ષે સાર્વજનિક ધોરણે તેમજ શાળાઓમાં શ્યામજીની જન્મ જયંતી અને નિર્વાણ દિનની ઉજવણીનાં કાર્યને શ્રદ્ધા અને નિષ્ઠાપૂર્વક નિભાવ્યાં છે. આ ઉપરાંત શ્રી ઈંદુલાલ યાજ્ઞિક, શ્રી વિષ્ણુભાઈ પંડ્યા, શ્રી હરબિલાસ સારદા, શ્રી ધનજીભાઈ ભાનુશાલી, શ્રી ગણેશીલાલ વર્મા, શ્રી ભવાનીલાલ ભારતીય, શ્રી હરીન્દ્ર શ્રીવાત્સવ અને શ્રીમતિ દક્ષાબેન ઓઝા જેવાં અનેક લેખકોએ ગુજરાતી, હિંદી અને ઇંગ્લીશ ભાષામાં પુસ્તકો અને પુસ્તિકાઓ પ્રકાશીત કરીને પંડિત શ્યામજીની સ્મૃતિનેને જ્વલંત રાખવાનાં અભિયાનમાં પોતાનું યોગદાન અર્પણ કર્યું છે. ડૉ. હરીન્દ્ર શ્રીવાત્સવ દ્વારા બનાવેલ પંડિત શ્યામજીનાં જીવન ચરિત્રનું હિંદી દસ્તાવેજી ચલચિત્ર અને અર્ચન ફિલ્મ્સ નિર્મિત અને શ્રી નરેન્દ્ર દવે દ્વારાં લખાયેલ તેમજ શ્રી હર્ષિત ઠક્કર દ્વારાં સંકલીત અને દિગ્દર્શિત નાટ્યાત્મક ચલચિત્ર ‘‘ક્રાંતિ સેનાપતિ શ્યામજી કૃષ્ણવર્મા’’એ પણ પંડિત શ્યામજીનાં સંસ્મરણોને ઉજાગર કરવામાં મહત્વનો ફાળો અર્પણ કર્યો હતો.

વિશેષમાં કચ્છમાં રસ્તાઓ, નિશાળો, નગર, વિશ્વવિદ્યાલય અને એર્પોર્ટને પંડિત શ્યામજી કૃષ્ણવર્માનાં નામથી નામાંકિત કરી તથા શ્યામજીની સ્મૃતિમાં ટપાલ ટિકીટ પ્રકાશીત કરાવી પંડિત શ્યામજીનાં નામને અમર બનાવવાંનાં પ્રશંશનીય કાર્યો પણ થયાં છે.

મુંબઈનાં ઘાટકોપરમાં પંડિત શ્યામજીની સ્મૃતિને ઉજાગર કરી સદા જલતી રાખવાનાં અને ત્યાં પંડિત શ્યામજીનાં પુતળાની સ્થાપના કરી તે જગ્યાને ''ક્રાંતિવીર પંડિત શ્યામજી કૃષ્ણવર્મા ચોક'' નામ આપવાંનાં સદકાર્યનાં હકદાર શ્રી મંગળભાઈ ભાનુશાળી છે. ગુજરાત અને કચ્છનાં લેખકો અને ઈતિહાસકારોએ સ્વતંત્ર પણે સ્થાનિક પ્રજાને માહિતગાર કરવાં શ્યામજીનાં જીવન પર પુસ્તિકાઓનું પ્રકાશન કરીને સુંદર પ્રયત્નો કર્યાં છે. તે ઉપરાંત માંડવીનાં ભૂતપૂર્વ ધારાસભ્ય શ્રી જયકુમાર સંઘવીએ પણ ૧૯૭૨માં 'યુવક ક્રાંતિદળ કચ્છ' જેવાં સંગઠનની સ્થાપના કરીને પંડિત શ્યામજીની સ્મૃતિને ઉજાગર કરી જનજાગૃતિ ફેલાવવાં  અને તેમનાં કાર્ય અને બલિદાનની ગાથાને નવજીવન કરવાં તેમજ ગુજરાત સરકારનાં પાઠ્ય પુસ્તકોનાં અભ્યાસક્રમમાં સ્થાન અપાવવાં સખત પ્રયત્નો કર્યાં છે.  પંડિત શ્યામજીનાં જન્મસ્થાનનાં ખંડમાં મુકવામાં આવેલ પંડિત શ્યામજીનું પુરાં કદનું હુબહુ તૈલચિત્રને ચિત્રકાર સ્વ. શ્રી એલ.સી. સોની પાસે તૈયાર કરાવીને લોકોનાં દર્શનાર્થે સ્થાપિત કરાવવાનો શ્રેય પણ ધારાસભ્ય શ્રી જયકુમાર સંઘવીને આભારી છે. શ્રીમતિ દક્ષાબેન ઓઝાએ પંડિત શ્યામજીનાં જીવન પર હિંદીમાં લખેલ પુસ્તકમાં લેખકે શ્રી જયકુમાર સંઘવીનાં સહયોગ અને મદદ માટે આભાર દર્શન વ્યક્ત કરીને તેમનો  તા. ૨૮-૨-૯૬નો  શુભેચ્છા પત્ર પણ પ્રકાશીત કર્યો હતો જે તેમનાં યોગદાનનો જ્વલંત પૂરાવો છે. આ ઉપરાંત કચ્છની શૈક્ષણિક અને સામાજીક સંસ્થાઓએ તેમજ 'કચ્છમિત્ર', 'કચ્છ ઉદય' અને 'મુંબઈ સમાચાર' જેવાં સમાચાર પત્રોએ પણ પંડિત શ્યામજીની જન્મ અને નિર્વાણ દિને દરવર્ષે શ્રદ્ધાંજલી અર્પણ કરવાનાં કાર્યક્રમો યોજીને તેમજ પંડિત શ્યામજીની માહિતી પ્રકાશીત કરીને પોતાનું નોંધનીય યોગદાન આપ્યું છે.

પંડિત શ્યામજી કૃષ્ણવર્માનાં અસ્થિઓનાં ભારત આગમન બાદ ગુજરાત સરકારનાં મુખ્ય મંત્રી શ્રી નરેન્દ્રભાઈ મોદીજીએ ક્રાંતિકારી સ્વાતંત્ર્ય લડવૈયાઓની અને પંડિત શ્યામજીની સ્મૃતિમાં એક બહુલક્ષીય, ભવ્ય અને અદ્વિતીય સ્મારક ''ક્રાંતિતીર્થ'' સ્થાપિત કરવાની મહત્વકાંક્ષી યોજનાની જાહેરાત કરી હતી.. શ્રી નરેન્દ્રભાઈ મોદીજીએ આ યોજનાને મૂર્ત સ્વરૂપ આપવાં શ્યામજીનાં જન્મ સ્થળ માંડવીથી ૪ કિલોમીતરનાં અંતરે મસ્કા રોડ, સલાયા નજીક દરીયા કિનારા પર સરકારની માલિકીની ૮૯.૮૬ એકર જમીન આ

યોજના માટે ફાળવવામાં આવી હતી. ''ક્રાંતિતીર્થ'' નામની આ યોજનાનું ખાત મૂહૂર્ત તારીખ ૪થી અક્ટોબર ૨૦૦૯ નાં દિને ગુજરાતનાં મુખ્ય મંત્રી શ્રી નરેન્દ્રભાઈ મોદીનાં શુભહસ્તે કરવામાં આવ્યું હતું. નયનરમ્ય અને અદભૂત ''ક્રાંતિતીર્થ'નાં આ ૫૬,૩૧૮ ચોરસ ફૂટ ક્ષેત્રફળનું વિશાળ બાંધકામ, માત્ર એક વર્ષ, બે માસ અને નવ દિવસનાં ટુંકા સમયમાં પૂર્ણ કરવામાં આવ્યું હતું. શ્યામજીએ લંડનમાં જે મકાનમાં છાત્રાલય ''ઈન્ડિયા હાઉસ'' શરૂ કરેલું તે મકાનની આબેહૂબ નકલની ઇમારત આ ''ક્રાંતિતીર્થ''માં બાંધવામાં આવી. એમ્પી થીયેટરની સુવિધા વાળાં આ ''ક્રાંતિતીર્થ''નાં સ્મૃતિકક્ષ કે જ્યાં પંડિત શ્યામજી કૃષ્ણવર્મા અને તેમની પત્નીનાં અસ્થિકુંભોને શ્યામજીનાં જન્મ સ્થાનમાંથી અહીં લઈ આવીને ફરી સ્થાપના કરવામાં આવી છે. તે ઉપરાંત, ક્રાંતિકારીઓનાં ચિત્રોનાં પ્રદર્શનની ચાર ગેલેરીઓ સાથે સ્વામિદયાનંદ સરસ્વતિ ચોક બનાવવામાં આવ્યાં. તેમજ આ વિશાળ સ્મારકનાં આંગણનાં મધ્યમાં પંડિત શ્યામજી કૃષ્ણવર્મા અને તેમની પત્ની ભાનુમતિજીનાં આબેહુબ પૂતાળાંઓની સ્થાપના કરવામાં આવી છે.. તા.૧૩મી ડિસેમ્બર ૨૦૧૦નાં શુભદિને આ ''ક્રાંતિતીર્થ''નું ઉદઘાટન કરી આ રાષ્ટ્રીય સ્મારકનું લોકાર્પણ ગુજરાત રાજ્યનાં મુખ્ય મંત્રી શ્રી નરેન્દ્રજી મોદીનાં શુભહાથે કરવામાં આવ્યું હતું. આ ''ક્રાંતિતીર્થ'' આજે ભારતનાં ક્રાંતિકારીઓનાં સ્વાતંત્ર્ય સંગ્રામનું એક અનોખું, અદભૂત અને ભવ્ય સ્મારક બની ગયું છે. જેનો યશ અને શ્રેય શ્રી નરેન્દ્રજી મોદી અને ગુજરાત સરકારને ફાળે જાય છે. આખરે ભારતનાં આ ભૂલાયેલાં કે ભૂલાવવામાં આવેલ મહાન સ્વાતંત્ર્ય સેનાની અને ભારતનાં મહાન સુપુત્ર ક્રાંતિગુરુ પંડિત શ્યામજીનાં અસ્થિઓને છેવટે ૭૩ વર્ષ બાદ જીનીવાથી ભારતની ધરતી પર લાવી પંડિત શ્યામજીની અંતિમ ઈચ્છાને પરિપૂર્ણ કરવાની યોજના કટીબદ્ધ અને સમર્પિત દેશભક્તો અને દેશપ્રેમીઓનાં તેમજ રાષ્ટ્રવાદી સરકારનાં સહિયારાં પ્રયાસથી ફળીભૂત થઈ છે. ભારતની સ્વતંત્રતાનાં ઈતિહાસમાં ભૂલાવી દેવામાં આવેલ આ મહારાષ્ટ્ર અને ગુજરાતનાં મહાન અને સર્વપ્રથમ ક્રાંતિગુરુ પંડિત શ્યામજી કે જેમણે ભારતની સ્વાતંત્ર્ય ચળવળ ગાંધીજી કરતાં લગભગ ૨૦ વર્ષ પહેલાં લંડનમાં શરૂ કરી હતી અને જેનાં મહદ સિદ્ધાંતો અને સુચનોને ગાંધીજીએ અનુસરીને ભારતની સ્વતંત્રતાની લડાઈને આગળ ધપાવી હતી. ૭૩ વર્ષ પર્યંત ભારતમાં સન્માન અને બહુમાનની પ્રાપ્તિ પામનાર પંડિત શ્યામજી કૃષ્ણવર્માનાં

કાર્યો અને તેમની અસ્થિ ગાથાનો આ એક પ્રથમ ઐતિહાસિક પ્રસંગ ભારતની સ્વતંત્રતાનાં નવા ઈતિહાસમાં પ્રથમ પાનાં પર સુવર્ણ અક્ષરોએ લખાવવો જોઈએ.

આ ઉપરાંત સુરત નજીક અમરોલી અને કતાર ગામને જોડતાં પુલનુ તા.૨૩મી જુલાઈ ૨૦૧૦નાં દિને અર્બન ડેવેલપમેન્ટ મિનિસ્ટર શ્રી નિતિન પટેલે આ પુલનું ઉદઘાટન કરતાં તેનું નામકરણ ''પંડિત શ્યામજી કૃષ્ણવર્મા પુલ'' તરીકે જાહેર કર્યું હતું. સુરતની નજીક ભેસ્તાન પાસે આવેલાં નવાં ઉદ્યાનનું નામ પણ 'પંડિત શ્યામજી કૃષ્ણવર્મા ઉદ્યાન આપવામાં અવેલ છે. જ્યાં પંડિત શ્યામજી દિવાન હતાં તે રતલામ શહેરમાં તેમને સન્માનવા માટે શહેરનાં સાર્વજનિક સભાગૃહને ''પંડિત શ્યામજી કૃષ્ણવર્મા હોલ'' નામ આપવામાં આવ્યું છે.

ભારતની જનતા એ હવે એ માનવું અને સ્વિકારવું પડશે કે ભારતની સ્વતંત્રતા માટે પંડિત શ્યામજીએ આપેલ બલીદાન મહાત્મા ગાંધીનાં બલીદાન કરતાં જો વધુ ના હોય તો પણ તે લેશ માત્ર પણ આછું નથી અને તે માટે પંડિત શ્યામજી પણ હર કોઈ રાષ્ટ્રીય સન્માનો જે ગાંધીજી અને અન્ય કોંગ્રેસનાં નેતાઓને આજ સુધી મળ્યાં છે તેવાં સન્માનો માટે પંડિત શ્યામજી કૃષ્ણવર્મા પણ એક સરખાં ભાગીદાર, હકદાર અને સુપાત્ર છે. આ કારણોથી ''જાગ્યાં ત્યાંથી સવાર'' સમજીને આ ઉપેક્ષીત અને અવગણના કરાયેલ મહાન રાજનેતા પંડિત શ્યામજીનાં સ્મરણાર્થે સારાંએ ભારતમાં સ્મારકો અને સંસ્થાઓ સ્થાપવાનું દાયીત્વ અને જવાબદારી હવે ભારત સરકાર અને તેનાં દેશભકત નાગરીકોની છે. આ ઉપરાંત નેતા સુભાષચન્દ્ર બોઝ, રાસબિહારી બોઝ, મેડમ કામા, સરદાર્સિંહ રાણા, મદનલાલ ધિંગ્રા, હરદયાલ, વિરેન્દ્ર ચત્તોપાધ્યાય, જતીન મુખરજી(બાઘા જતીન), ભગત સિંઘ જેવાં બીજાં અનેક ભુલાવવામાં આવેલાં સશસ્ત્ર ક્રાંતિકારી સ્વાતંત્ર્યવીરોને યથાયોગ્ય બહુમાન અને સન્માન અપાવવાં ભારતની યુવાન નવપેઢી કાર્યરત બનશે તો જરૂર આ હુતાત્માઓને તેમનો હક્ક અને ન્યાય અપાવી યોગ્ય રાષ્ટ્રીય સન્માન અપાવવામાં ભારત સરકાર પર દબાણ લાવી આ શુભકાર્ય કરવાની ફરજ પાડી શકશે તો એ સર્વ ક્રાંતિકારી સ્વાતંત્ર્યવીરોને નવીપેઢીની સાચી શ્રદ્ધાંજલી ગણાશે.




પંડિત શ્યામજીનું માંડવીમાં આવેલ જન્મ સ્થાન




પંડઇત શ્યામજી અને શ્રીમતિ ભાનુમતિજી નાં અસ્થિઓની સ્યામજીનાં માંડવીમાં આવેલ જન્મસ્થાનમાં સ્થાપના.

# લેખકનો પરિચય

શ્રી હેમંતકુમાર ગજાનન પાધ્યાનો જન્મ પહેલાંનાં મુંબઈરાજ્યનાં થાણા જીલ્લાનાં અને હાલનાં ગુજરાત રાજ્યનાં વલસાડ જીલ્લાનાં પારસીઓનાં ઐતિહાસિક સ્થળ સંજાણ નજીક ખત્તલવાડા ગામે થયો હતો. સુરતની પી.ટી.સાયન્સ કોલેજમાં અભ્યાસ કરી દક્ષિણ ગુજરાતની વિશ્વવિદ્યાલયમાં રસાયંણ શાસ્ત્ર અને ભૌતિક્શાસ્ત્રમાં બી.એસસી.ની સ્નાતક પદવી પ્રથમ વર્ગમાં પ્રાપ્ત કરી હતી. ત્યારબાદ હાફ્કીન ઈંસ્ટીટ્યુટ ઓફ રીસર્ચ એન્ડ બયોફાર્માસ્યુટીકલ , પરેલ, મુંબઈમાં અભ્યાસ કર્યાં બાદ અનુસ્નતકની પદવીનાં વધુ અભ્યાસાર્થે ૧૯૭૬માં બર્મિંગહામ, ઈંગ્લંડ, આવ્યાં હતાં. પરદેશમાં આગમન બાદ અભ્યાસની સાથે સાથે તેમણે આર્ય ધર્મ, સંસ્કૃતિ, પરંપરા અને ભાષાને જીવંત અને જ્વલંત બનાવવાં અભિયાનમાં પણ પોતાનો અમુલ્ય ફાળો પ્રદાન કરવાનાં શ્રી ગણેશ કર્યાં હતાં. તેઓ ઈંગ્લંડની કેટલીક સ્થાનિક સંસ્થાનાં સંસ્થાપક પ્રમુખ અને અન્ય રાષ્ટ્રીય અને આંતર રાષ્ટ્રીય સંસ્થાઓનાં સદસ્ય પણ છે. હિંદુ સ્વાતંત્ર્યવીર સ્મૃતિ સંસ્થાનમ નામે તેમણે ૧૯૯૫માં સ્થાપેલ સંશોધન સંસ્થાએ ભારતનાં મહાન ક્રાંતિકારી સ્વાતંત્ર્યસેનાપતિ પંડિત શ્યામજી કૃષ્ણવર્મા અને તેમનાં પત્નીનાં અસ્થિકુંભોને તોંતેર[૭૩] વર્ષ પછી ૨૦૦૩માં ભારત લાવવાનાં ભગીરથ કાર્યમાં મુખ્ય, મહત્વનો અને અગત્યનો ભાગ ભજવ્યો હતો. જીનીવાની સરકાર વીલે ડી જીનીવાનાં હોદ્દેદારો તેમજ શ્યામજીનાં વસિયાતનામાંનાં સંસ્થાપક વકિલ સાથે અનેક પત્રવ્યવહારો અને રૂબરુ મુલાકાતો કરીને તેમની અસ્થિઓને ભારત લાવવામાટેનાં પ્રયત્નને મૂર્ત સ્વરુપ આપ્યું હતું. ઉપરાંત ઈંગ્લંડમાં ક્રાંતિગુરુ રાષ્ટ્રપિતામહ પંડિત શ્યામજી કૃષ્ણવર્માના સંસ્મરણોને સજીવન કરી તેમનાં નામ અને કાર્યને સન્માનીત કરાવવમાં શ્રી હેમંતકુમારનું કાર્યસમર્પણ અને ભક્તિભાવ અપુર્વ અને અણમોલ છે. પંડિત શ્યામજીની સ્મૃતિને ઇંગ્લંડમાં જ્વલંત રાખવાં શ્યામજીનાં હાઈગેટ સ્થિત નિવાસ્થાને સખત પ્રયત્નો બાદ સ્મૃતિ તક્તી લગાવવામાં સફળતા પ્રાપ્ત કરી તેનાં અનવરણ સમારંભમાં એક ચાંદીનો સિક્કો અને સંભારણાં અંક પ્રકાશિત કર્યો હતો. પાંચ વર્ષનાં અથાગ પરિશ્રમ બાદ ઓક્ષફર્ડ યુનિવર્સિટીમાં સંસ્કૃતભાષા, વ્યાકરણ અને સાહિત્ય તેમજ આર્યધર્મ અને ધર્મશાસ્ત્રોનાં

અધ્યયન પર અભ્યાસ અને શોધખોળ કરનારાં સુયોગ્ય શંશોધકને દર બે વર્ષે સીલ્વર મેડલનું પારિતોષિક સ્થાપીત કર્યું અને ઈન્ડિયન ઈંસ્ટીટ્યુટની લાયબ્રેરીનાં હોલમાં સર મોનિયર વિલીયમ્સનાં તૈલીચિત્ર સાથે તે હોલમાં  પંડિત શ્યામજીનાં ચિત્રને સ્થાન આપવાં સમજાવી ત્યાં  પંડિત શ્યામજીનાં ચિત્રનું અનાવરણ પણ કરાવ્યું આ ઉપરાંત પેરીસની સર્બોર્ન યુનિવર્સિટીમાં કોલેજ ડિ ફ્રાન્સમાં પણ પંડિત શ્યામજીની સ્મૃતિમાં રજતચન્દ્ર સ્થાપિત કરાવ્યો છે. પંડિત શ્યામજીની સ્મૃતિને અને કાર્યોનો પ્રચાર પ્રસાર કરવાં માટે તેઓએ ફ્રાન્સ, બ્રિટન અને સ્વિટ્ઝરલેન્ડ્માં વિવિધ જગ્યાએ પ્રદર્શનો યોજ્યાં છે. ઔદિચ્ય સહસ્ત્ર બ્રાહમણોનાં અને રૂદ્રમહાલય મંદીરનાં ઈતિહાસ અને ગૌતમગોત્રને લગતાં પુસ્તક '' શ્રી ગૌતમ ગોત્રની કુળદેવી શ્રી શકટાંબિકા માતાજી'' અને ''ભાવે ભજીલ્યોને શ્રી શકટાંબિકા નામ'' શિર્ષક હેઠળ ગીતોની મધુર સંગીતમય એમ્પીથ્રી સીડી પણ પ્રકાશીત કર્યાં હતાં.

વિદ્યાર્થીજીવનકાળથી લેખન કાર્ય શ્રી હેમંતકુમારનો શોખ રહ્યો છે. તેઓ કાવ્યો, ભજનો, શૌર્યગીતો નાં કવિ અને ધાર્મિક, રાજકીય અને સામાજીક નિબંધોનાં  લેખક પણ  છે. આપણાં સ્વસ્તિક  પ્રતિક પર  પ્રતિબંધ  લાદવાનાં યુરોપની ધરાસભાનાં ધારાનો વિરોધ કરવાં લખેલ લેખ '' હેન્ડઝ ઓફ આવર સેક્રેડ સ્વસ્તિકા' ઘણોજ પ્રખ્યાત છે. સ્વસ્તિક પ્રતિક પ્રત્યે તેમની આસ્થા, આદર અને હાર્દિક માન હોવાથી આર્યધર્મનાં પાવન અને પવિત્ર સ્વસ્તિકનાં સન્માન અને તેની પ્રતિષ્ઠા તેમજ વૈભવને સદાને માટે જળવાય રહે એવું ઈચ્છતી વૈશ્વીક સંસ્થાઓ સાથે કાર્યરત છે. તેઓ સ્વસ્તિક પ્રતિકને પશ્ચિમમાં પુનઃ સન્માન, આદર અને સદભાવના પ્રાપ્ત થાય એ આશયથી લોકોમાં  શૈક્ષણીક જાગૃતિ લાવવાનાં પ્રયત્નો પણ કરી રહ્યાં છે. સ્વસ્તિક પ્રતિક પ્રત્યે હેમંતકુમારના ભક્તિભાવ, શ્રદ્ધા અને સમર્પણની ભાવનાંની પુષ્પાંજલી રૂપે તેમણે વિશ્વમાં સર્વપ્રથમ કાવ્યોનું પુસ્તક 'સ્વસ્તિકામૃત' હિન્દી ભાષામાં પ્રકાશીત કર્યું હતું. આ પુસ્તક્નાં પ્રકાશન બાદ બીજું પુસ્તક ' સ્વસ્તિકગંગા' હિન્દીમાં અને ત્રીજું પુસ્તક ' સ્વસ્તિકા પોએમ્સ' ઈંગ્લીશ ભાષામાં પ્રકાશીત કર્યું હતું.

આ ઉપરાંત તેમણે સંસ્થાના સામાયિક પત્રોનું પ્રકાશન, સમાચાર પત્રોમાં લેખો તેમજ પોતાનાં કાવ્યોનું પુસ્તક ‘દર્દ’ અને પોતાનાં  લખેલાં રાષ્ટ્રવાદી ગીતોની ઑડિયો સીડી ‘જય હિંદુત્વમ’ પ્રકાશીત કર્યાં છે.  ‘સત્યનારાયણની કથા’, ‘હિંદુ ધર્મ’ અને ‘સ્વામિ વિવેકાનંદ’નું સંક્ષિપ્ત જીવન ચરિત્ર વિગેરે પુસ્તકોનું પણ પ્રકાશન તેમણે કર્યું હતું. પંડિત શ્યામજી કૃષ્ણવર્માનાં જીવન પર આધારીત સંપૂર્ણ રંગીન, દળદાર અને સર્વપ્રથમ ઐતિહાસિક ચિત્રજીવનીનાં પુસ્તક ‘’ ફોટોગ્રાફિક રેમેનિસન્સ ઓફ પંડિત શ્યામજી કૃષ્ણ વર્મા’ અને ક્રાંતિકારી પંડિત શ્યામજીકી અમર કહાની’ ડિવીડી પ્રકાશીત કરવાનો શ્રેય શ્રી હેમંતકુમાર ગજાનન પાધ્યાને જ ફાળે જાય છે. ભારતનાં મહાન ક્રાંતિકારી સ્વતંત્ર્ય સેનાની પંડિત શ્યામજીને પોતાની હાર્દિક શબ્દાંજલિ સ્વરૂપ પ્રથમ પુસ્તક ‘કાવ્યાંજલિ’નાં પ્રકાશન બાદ હાલ તેમણે પોતાની કાવ્યકૃતિનું બીજું પુસ્તક ‘શ્રદ્ધાંજલિ’ પણ પ્રકાશિત કર્યું છે. ગયા વર્ષે હેમંતકુમારે પંડિત શ્યામજીનાં જીવન અને કાર્યો પર સીડી રોમ અને પંડિત શ્યામજીને શ્રદ્ધાંજલી અર્પણ કરતાં તેમનાં ગીતોની મધુર સંગીતમય એમ્પીથ્રી સીડીનાં સંગ્રહને પ્રકાશીત કર્યો હતો જેનું વિમોચન મહાન કથાકાર શ્રી રમેશભાઈ ઓઝાજીએ ઘાટકોપર, મુંબઈ ખાતે કર્યું હતું. આ ઉપરાંત શ્યામજીની સ્મૃતિને જ્વલંત રાખવાનાં અભિયાનમાં પોતાનાં સંશોધનો અને પ્રાપ્ય માહિતી પર અવલંબિત શ્યામજીનાં જીવન અને કાર્ય પર એક દળદાર પુસ્તક આવતા પ્રકાશિત કરવાની પણ ભાવી યોજના સ્વરૂપ લઈ રહી છે. આ રીતે પરદેશમાં રહેવાં છતાં પણ શ્રી હેમંતકુમારે આપણાં ધર્મ, સંસ્કૃતિ, સાહિત્ય, રાષ્ટ્રપ્રેમ અને દેશભક્તિ જેવાં વિવિધ ક્ષેત્રોમાં પોતાનો અમુલ્ય ફાળો અર્પણ કર્યો છે.



શ્રી નરેન્દ્ર મોદીજીને સ્વામિ વિવેકાનંદનું પુસ્તક ભેટ આપતાં શ્રી હેમંત પાધ્યા. ૧૯૯૩

## *Leading personalities to achieve the goal of sending urns of Pandit Shyamaji & Smt. Bhanumati Krishnavarma to India*



**Shri Hemant Padhya**
Founder of H. S. S. Sansthanam
Overseas co-ordinator of S.K.V. Foundation



**Shri Mangal Bhanushali**
Trustee of S.K.V. Foundation



**Shri Kirit Somaiya M.P**
Trustee of S.K.V. Foundation



**Shri Nahrendra Modi**
Chief Minister of Gujarat



**Mr. Maurice Hess**
Acting executor of Bhanumati Krishnavarma's Will



**Ms. Marie-Francoise Lucker-Babel**
Legal Advisor to Ville de Geneve



**Mr. Manuel Tornare**
Leader of Council Ville de Geneve




# ક્રાંતિગુરુ



# પંડિત શ્યામજી કૃષ્ણવર્મા



# અમર રહો












શ્રી રમેશભાઈ ઓઝાનાં શુભહસ્તે સીડી અને સીડી-રોમનું ઘાટ્કોપર, મુંબઈ ખાતે વિમોચન. ઉપસ્થિત મહેમાનો શ્રી વિષ્ણુભાઈ પંડ્યા અને શ્રીમતિ પંડ્યા.



